# વડનગરના નામચીન મહંત

## મહંતની લીલાઓ તથા 'સૌરાષ્ટ્ર' અને 'પોલપત્રીકા' ઉપર મહંતે માંડેલો બદનક્ષી કેસ

### જાણવા જોગ વિગતો સાથે

લેખક : ત્રિકાળજ્ઞાની

---

## અનુક્રમણિકા



---

આવૃત્તિ ૧લી
પ્રત : ૧૦૦૦

સને ૧૯૩૦
સંવત ૧૯૮૬

---

નોટ : આ પુસ્તિકા મંગાવવા માટે ૦-૬-૦ છ આનાની ટીકીટ, એચ. એમ. પંડ્યા સૌરાષ્ટ્ર કાર્યાલય રાણપુરના સરનામે મોકલવી.

# અર્પણ પત્રિકા

મહંતને સર્ટીફીકેટો આપી તથા દાન દઇ હાલની સ્થિતિ પર લાવનારા અને આ સઘળું જાણવા છતાં આંખ આડા કાન કરી ચલાવી લેના હોય તેવા સદ્‌ગૃહસ્થો તથા સરકારી અમલદાર સાહેબો:

આપ આપની ફરજ વિચારી શકો માટે, આ પુસ્તિકા આપને જ અર્પણ કરૂં છું. તો તેનો સ્વિકાર કરવા કૃપાવંત થશો.

તારીખ ૨૨-૩-૩૦ લી સેવક,
મુ મુંબાઇ "ત્રિકાળજ્ઞાની"

# અનુક્રમણિકા

# પ્રસ્તાવના

મહંતશ્રીએ 'સૌરાષ્ટ્ર' સામે બદનક્ષીની ફરીઆદ નોંધાવી પણ આ પુસ્તકમાં દર્શાવેલી હકિકત નીકળી ત્યાં તો પોતે અલોપ થઇ ગયા જો હાજર રહ્યા હોત તથા નામદાર કોર્ટની માગણી મુજબ ચોપડા, વાઉચર વિગેરે રજૂ કર્યાં હોત અને 'સૌરાષ્ટ્ર' પાસે જે જે બચાવના પુરાવાનું સાહિત્ય હતું તે રજૂ કરવાની તક આપી હોત તથા તેમણે નામ આપેલા સઘળા પુરાવા લેવરાવ્યા હોત તો અમને આશા હતી કે આ પુસ્તકમાં અમે વર્ણન કર્યું છે તે કરતાં વાંચકો આગળ કંઇક વધુ લહેજતદાર વસ્તુ પીરસી શકત, પરંતુ દિલગીર છીએ કે 'સૌરાષ્ટ્ર' સામેની ફરીઆદમાં જેટલું સાહિત્ય કોર્ટમાં રજૂ થયું છે તેટલા ઉપરથી અને અમારી મેળવેલી જાત માહિતી ઉપરથી જ અમે વડનગરના નામચીન મહંતની લીલાઓ આ પુસ્તકમાં લખી છે. મહંત ગેરહાજર રહ્યા તે અણધારી આફત અમને નડી તેથી, મહંતશ્રી જેવા છે તેવા સંપૂર્ણ રીતે હજુ અમે બતાવી શકતા નથી. આ ઉણપ અણછુટકે રહેવાં પામી છે. આશા છે કે વાંચક વર્ગ અમને માફ કરશે.

'સૌરાષ્ટ્ર' સામેનો કેસ નીકળી ગયો તે દિવસે અમે કોર્ટમાં હાજર હતા. અમે સવારથી સાંભળતા હતા કે મહંત આજે આવનાર નથી. મહંતશ્રી હાજર થાય તો હનમાનજીને તેલ, સિંદુર, બહુચરાજીને નાળીયેર, અંબાજીને હવન અને સત્યનારાયણને કથાની લાલચો અમે આપી ચૂક્યા હતા, પરંતુ અમારા કાલાવાલા દેવે લક્ષમાં ન લીધા અગર તો મહંતના દૃઢ નિશ્ચય આગળ દેવનું કંઇ ચાલ્યું નહિ. ગમે તે હો પણ છ છ વખત કોર્ટમાં મહંતના નામના પોકાર પડયા છતાં મહંતની ડાઢી દેખાણી નહિ અને આખરે કેસ નીકળી ગયો. અમે આ ખેદજનક સમાચાર સાંભળી નીસાસા નાખતા પોસ્ટ ઓફીસ તરફ વિદાય થયા.

આ પુસ્તકના વાંચકો મહંતના માટે ભળતો અભિપ્રાય ન બાંધે એટલા માટે પ્રસ્તાવનામાં એક વાતની નોંધ લેવા ઇચ્છું છું. આ નોંધ એવી છે કે, મેં ત્રણ સાલના વાર્ષિક રિપોર્ટ શોધ્યા ત્યારે મને માલમ પડયું કે ત્રણ વર્ષમાં લગભગ રૂા. ૪૩,૦૦૦ ઉપરાંતની સાર્વજનિક રકમનું મહંતશ્રીએ પાણી કરી ફક્ત એક છોકરાને ગુજરાતી છઠ્ઠા ધોરણનો અભ્યાસ પૂરો કરાવી તેના ઘેર મોકલ્યો હતો. આ છોકરો આશ્રમમાં આવ્યો ત્યારે ગુજરાતી છઠ્ઠું ધોરણ ...તો હતો. આશરે ૧૦ મહિના આશ્રમમાં રહ્યો અને પછી પાસ થઇને ગયો. આવી અને કેટલીય વાતો વાંચકોને આ પુસ્તકમાંથી વાંચવા મળે એમ છે.

પુસ્તક પૂરૂં લખી રહ્યા પછી પુસ્તકનાં પાત્રો તરફ દૃષ્ટિપાત કરતાં ભલા ભલાની આંખમાં ધુળ નાંખનાર મહંતને, તેમની ચાલાકી માટે શિરપાવ આપવાનું અને તે નામદારને ભેટી પડવાનું અમને મન થઇ આવે છે. પરંતુ લાચાર છું કે અત્યારે મહંત અહીં નથી. માત્ર તેમના ફોટા મારી સામે પડયા છે.

જન સમાજને છેતરનારા મહંત અને તેની બરદાસ કરનારા વડોદરા રાજ્યના અમલદારની ઘણી હકીકતો અજવાળામા લાવનાર 'સૌરાષ્ટ્ર' પત્રનો સહૃદય આભાર માનું છું. અને વાંચકને પણ વિનવું છું કે આવા માણસોને ઉઘાડા પાડનારૂં 'સૌરાષ્ટ્ર' પત્ર અમર રહે એવો પોતે આશિષ આપે તથા મહંત અને મહંતના જેવાઓથી ભવિષ્યમાં ન પોતે ઠગાય ન બીજાને ઠગાવા દે એવું આ પુસ્તકમાંથી કંઇક યાદ રાખે.

મુ. મુંબાઇ
તા. ૨૨-૩-૧૯૩૦

લી. સેવક,
ત્રિકાળજ્ઞાની

## વડનગરના મહંત અને મી. મકબુલ હુસેન માટે શ્રી. અમૃતલાલ શેઠના વિચાર

### મહંતની સૌરાષ્ટ્ર સામેની ફરિયાદ નીકળી ગયા પછી શ્રી. અમૃતલાલ શેઠે જાહેર કરેલા મહંત તથા શ્રી. મકબુલહુસેન સંબંધી વિચારો અને વડોદરા સરકારને વિનંતિ

(સૌરાષ્ટ્ર તા. ૮–૩–૩૦ પેજ ૮૫૭–૮૫૮ ઉપરથી)

ગાયકવાડ સરકારના મહેસાણા પ્રાંતના ગામ વડનગરમાં મહંત ગોવર્ધનદાસ નામના એક ાણસ પોતાના નામનું એક અનાથાશ્રમ ચલાવે છે. તે સંબંધમાં 'સૌરાષ્ટ્ર'માં કાંઈક ટીકા ્રસિદ્ધ થએલી. તે ઉપરથી તેમણે અમદાવાદની અદાલતમાં બદનક્ષીની ફરિયાદ દાખલ કરી ્તી. તે કેસ ચાલ્યો. મહંતની ઉલટ તપાસ બે દિવસ ચાલી. અને છેલ્લે એમના આશ્રમના ચોપડા રજૂ કરવા કોર્ટ તરફથી એમને સમન અપાયો. એટલે મહંત કોર્ટમાં આવ્યા જ નહિ. એટલે ફરિયાદીની ગેરહાજરીને કારણે અદાલતે એ ફરિયાદ કાઢી નાખી. જો મહંત હાજર થયા હોત તો કેસમાં રજુ થયેલ હકીકતના ગુણદોષ ઉપર અદાલત પોતાનો ફેંસલો આપત અને એ રીતે આ મહંતના આશ્રમની હકીકત સંબંધી ન્યાયની અદાલતનો નિર્ણય જગત પાસે રજૂ થાત. પણ એમ ન થયું. એટલે કોર્ટમાં રજૂ થએલી હકીકતો ઉપર અમારે પોતાને ફેંસલો લખી જગતને એ સ્થિતિથી વાકેફ કરવાનું રહે છે.

મહંતે આશ્રમના ત્રણ રીપોર્ટો બહાર પાડયા છે. તે ત્રણે રીપોર્ટમાં આશ્રમનું મકાન રાજ્ય તરફથી જાહેર સંસ્થા તરીકે તેમને સોંપાયાનો અને 'વહીવટ કરનાર' તરીકે મહંતે તેનું કામ કરવું એ પ્રકારનો વડોદરાના દીવાનનો હુકમ મહંત છાપે છે. છતાં અદાલતમાં પોતાની સોગંદ ઉપરની જુબાનીમાં મહંત જણાવે છે કે એ આશ્રમ અને આશ્રમનું મકાન તેમની પોતાની ખાનગી માલીકીનું છે. એટલે કે રીપોર્ટમાં આશ્રમ જાહેર સંસ્થા હોવાનો ઢંઢેરો પીટાવે છે, જેને આધારે એને નાણાં મળે છે એમ માની શકાય તેમ છે; અને અદાલતમાં એ સંસ્થા પોતાની ખાનગી મિલકત હોવાની વાત કહે છે. આમાં અમે ચોખ્ખો ફોજદારી ગુન્હો જોઈએ છીએ. જગતમાંથી મહંત પૈસા લાવ્યા છે જાહેર સંસ્થાને નામે; અને એમની જુબાની પ્રમાણે સંસ્થા ખાનગી; એટલે એમણે જાહેરની સાથે ચોખ્ખી ઠગાઈ કરી છે, એ વાત ખુલ્લી થાય છે.

બીજી વાત : પોતે કબૂલ કરે છે કે બહારથી અનાથાશ્રમને નામે પોતે પૈસા લાવ્યા છે અને તેમાંથી ૩–૪ હજાર રૂપિયા તેમણે આશ્રમના મકાન પાછળ ખર્ચ્યા છે. એ આશ્રમનું મકાન એ સુધારા વધારાવાળું અત્યારે જે સ્થિતિમાં ઉભું છે તે સ્થિતિમાં તેમની પોતાની ખાનગી માલીકીનું છે, તેનું પોતે વીલ કરી શકે એવો તે મકાન ઉપર તેમનો હક્ક છે, એમ તે કહે છે. આમાં તો જાહેરની સાથે ઉઘાડી ઠગાઈ છે. પૈસા લાવ્યા અનાથાશ્રમને માટે અને ખર્ચ્યા મકાન ઉપર. અને એ મકાન પોતે વીલથી કોઈને આપી દઈ શકે! ઠગાઈનો આથી બીજો વધારે મજબૂત કેસ હોઈ શકે નહિ.

ત્રીજી વાત : પોતે જણાવ્યું કે આશ્રમ શરૂ કરતી વખતે ત્રણ હજારનું ફરનીચર પોતાના પદરમાંથી તેમણે મૂકયું. ત્યારપછી આશ્રમ રિપોર્ટમાં આશરે ત્રણ હજારનું ફરનીચર જૂદે જૂદે વખતે અને જૂદે જૂદે વર્ષે લેવાયાનું હિસાબમાં બતાવ્યું છે. એનો ખુલાસો એમ કર્યો કે મૂળ ત્રણ હજાર રૂપિયા તેમણે આશ્રમમાંથી પાછા લઇ લીધા. એટલે કે આશ્રમ સ્થપાયા પછી નવું ફરનીચર નથી લેવાયું એવો અર્થ થયો. એ વાત નક્કી કરવા માટે ચોપડા અને ડેડસ્ટોકનાં લીસ્ટો જોવા માંગ્યા, એટલે તે બતાવવા ના પાડી અને ફરજ પડી એટલે અદૃશ્ય થઇ ગયા. વાત એમ છે કે એ આખો ખુલાસોજ જૂઠો હતો. એ ત્રણ હજાર રૂપિયા એમને ખાતે કયાંઇ જમા બતાવ્યા જ નથી. પણ છ છ હજારના ફરનીચરનું શું કર્યું, એમ પૂછે એટલે શું ખુલાસો કરવો ? એટલે આ ખુલાસો કર્યો. પણ જો ચોપડા અને ડેડસ્ટોકનાં લીસ્ટો જોવાય તો તે ખોટી જુબાનીના કેસમાં સપડાઇને જેલજાત્રા કરવાનો વખત આવે એટલે ચોપડા અને લીસ્ટો બતાવવાની ના પાડી.

મહંતના આશ્રમના રીપોર્ટમાં આશ્રમના બાળકોનાં નામ અને તે કેટલી વખત રહ્યાં તે બતાવ્યું છે. તે બધાનો હિસાબ કાઢતાં અગીઆર વર્ષની ઉમ્મરના ૬૬ છોકરા છ મહિના આશ્રમમાં રહ્યા એમ હિસાબ નીકળે છે. એ છ મહીનામાંથી બે મહિના આશ્રમના છોકરાને બહાર લઇ જાય છે. એટલે અગીયાર વર્ષની ઉમ્મરના ૬૬ છોકરાનું ચાર મહીનાનું અનાજનું ખર્ચ આવે છે. એક છોકરો રોજનું એક શેર અનાજ ખાય તો યે જેટલું અનાજ જોઇએ તેનાથી કેટલું યે વધારે અનાજ આશ્રમના પ્રથમ વર્ષના રીપોર્ટમાં ભેટ મળ્યાનું જણાવ્યું છે. ગોળ, સાકર, ઘી, તેલ, મશાલો, ચ્હા વગેરે જૂદું. છતાં રૂા. ૧૫૦૦) પંદરસો અનાજના ખર્ચાયા છે તેનો કાંઇ ખુલાસો નથી. એ જ સ્થિતિ બીજા બે વર્ષની છે અનાજનું સ્ટોકલીસ્ટ કે રોજમેળ રાખતા નથી. અનાજના સ્ટોકમાંથી જો પોતે ૨૦૦-૫૦૦ મણ અનાજ ઉઠાવી કોઇને આપી દે તો તેની કોઇને ખબર ન પડે એવી સ્થિતિ છે એમ તેમણે પોતે કબૂલ કર્યું હતું. અનાથાશ્રમના રીપોર્ટમાં અને પોતાની સોગંદ ઉપરની જુબાનીમાં આશ્રમના નોકરોનો હારડો બતાવ્યો. તેમના પગાર જણાવ્યા. તે હિસાબ ગણતાં વાર્ષિક આશરે ત્રણ હજાર રૂપિયાનો ખર્ચ થાય. રિપોર્ટમાં માત્ર પંદરસો એ ખર્ચ ખાતે ઉધાર્યા છે. એટલે આશ્રમમાં માણસો વગેરે રાખ્યાની હકીકત ઘણી ખોટી છે. તે બહાર જાહેરને ભોળવવા પુરતી જ લખાએલી છે.

મહંત જણાવે છે કે પોતાના પૈસામાંથી ખર્ચ કરી તેમણે આશ્રમનું મકાન બંધાવ્યું અને ફરનીચર વસાવ્યું. આ બધું સંવત ૧૯૬૨ની સાલમાં કર્યું. હવે તેમની પોતાની સોગંદ ઉપરની જુબાની પ્રમાણે પોતે પહેલા આઠ રૂપિયાના મહેતાજી હતા, પછી આઠ રૂપિયાના સિપાઇ થયા, પછી મહંત થયા. મહંત થયા પછી સંવત ૧૯૬૨ સુધીમાં ચાર વર્ષમાં એમની કુલ બચત આશરે બે હજારથી વધારે નહોતી તો બે હજારની રોકડમાંથી મકાન અને ફરનીચરના પંદર હજાર કયાંથી કાઢયા ? અનુમાન એક જ છે. અને તે એ છે કે તે બધા પૈસા આશ્રમ માટે બહારથી આવેલા. મહંત હવે પોતાને મકાન પોતાનું કરી લેવું છે, એટલે પોતાના પદરથી બંધાવ્યાનું કહે છે. તે એમની જ જુબાનીથી જુદું પડે છે.

અને મહંતની લીલાની તો શી વાત કરવી ? એ, એમની નાતરાની બૈરી અને એ બૈરીનો આગલા ઘરનો દીકરો બધા હિન્દુ સંયુકત કુટુંબ તરીકે છે એમ એક તરફથી

જુબાનીમાં પોતે જ કહે છે અને બીજી તરફથી એના છોકરાને પચાસનો પગાર અને એમની બૈરીને પચાસનો પગાર આપે છે. તેમની નાતરાની બૈરી જમનાનો આગલા ઘરનો છોકરો શંકરલાલ અને પછી બાઇ જમના આશ્રમના સેક્રેટરી કહેવાય અને બીજી તરફથી તેઓ નાટક કંપનીઓ કાઢે. મહંત તેના ઓનરરી મેનેજર થાય. આ બધું તેની જુબાનીમાં તે કબૂલ કરે છે. અનેક પ્રકારની એની આ અને એવી લીલાઓ એની જુબાનીમાં ખુલ્લી થઇ છે. એ પોતે ગાદીપતિ મહંત કહેવડાવે છે. વસ્તુતઃ એને ગાદી જ નથી અને ગાદીની કાંઇ મિલકત નથી એમ તેમણે પોતે કબૂલ કર્યું છે.

અમને લાગે છે કે લોકોને ઠગવાનો જાહેરનાં નાણાંનો દુર્વ્યય કરવાનો આથી ઉઘાડો કિસ્સો અમે ભાગ્યે જ બીજો જોયો છે. પોલીસ ખાતામાં રહેલો, પ્રચંડ કાયા ધરાવતો, નાટક કંપનીઓ કાઢનારો આ માણસ વડનગરમાં કેટલા ત્રાસરૂપ હશે એની એટલા ઉપરથી જ ખાત્રી થઇ છે કે આ કેસને અંગે વડનગરનાં કેટલાક માણસો અમારી પાસે આવતા; પરંતુ મહંતથી તે એટલા બધા ડરતા કે અદાલતમાં કે કયાંયે અમારી સાથે અમદાવાદમાં દેખાવાની તેમની હિમ્મત નહોતી. તેઓ એના ત્રાસથી થરથરતા હતા એ અમે નજરે જોયું છે. એટલે જ આ નોંધ દ્વારા વડોદરા સરકારને આ માણસની સખ્ત નોટીસ લેવા અમે ભલામણ કરીએ છીએ. વડોદરાના દીવાનના પ્રકટ હુકમનું તેણે ઉલ્લંઘન કર્યું છે અને જાહેર સંસ્થા તરીકે રાજ્ય તરફથી સુપ્રત થયેલ મિલકતને પચાવી પાડવાની તેણે જાહેરાત કરી છે એ મુદ્દા ઉપર જ એ માણસ ઉપર કામ ચલાવી વડનગરની પ્રજાને તેના ત્રાસમાંથી, અને જાહેર પ્રજાને તેની ઠગાઇમાંથી મુક્ત કરવા અમે વડોદરા સરકારને આગ્રહ કરીએ છીએ. એ કામ માટે એની પોતાની જુબાની અને અમારી લેખિત કેફીયત પૂરતી છે એમ અમે માનીએ છીએ.

આ પ્રસંગે વિસનગરના નાયબ સુબા મી. મકબુલ હુસેનની ટીકા કર્યા સિવાય અમે રહી શકતા નથી. આ અમલદારને આ મહંતની તજવીજ કરવા મોકલવામાં આવ્યા. તેઓ નથી કોઇ માણસને બોલાવતા, નથી કાંઇ પુછતાં, અને મહંતને ખોટું સર્ટીફીકેટ આપવા નીકળી પડે છે. એટલું જ નહિ પણ એમણે કરેલા રિપોર્ટની અમને મળેલી નકલ ખરી હોય તો આશ્રમની મિલકત મહંતની અંગત સ્વરૂપની છે એ પ્રકારની ભલામણ કરવા સુધી તે જાય છે. એ અમલદારને હિસાબકિતાબનું અથવા જાહેર સંસ્થાની તપાસ કરવાનું કાંઇ ભાન છે કે નહિ એ અમે નથી જાણતા; પણ એમના વીઝીટના શેરામાં મહંતની ગાયકવાડ સરકાર સાથેની મુલાકાતોનું જે બયાન એ કરે છે તે જોઇને એમની બેવકૂફી ઉપર આજે હસવું આવે છે. મહંત એક વાર ગાયકવાડ સરકારને મળેલા. તેથી વધારે વાર મળ્યા નથી. અને તે પણ આશ્રમની હૈયાતી પહેલાં. આટલી વાત ઉપરથી આ બેભાન અમલદાર લખે છે કે 'મહંત સાહેબ ગાયકવાડ સરકારને જ્યારે જ્યારે મળવા આવતા ત્યારથી જ તેમનું આશ્રમ જોવાની અમારી ઉત્કંઠા હતી વગેરે.' મહંત તો એક વખત જ મળેલા. તે વખતે આશ્રમ પણ નહોતું. તે વખતે આ મકબુલ હુસેનની મહારાજાના એ. ડી. સી. તરીકે હયાતી હશે કે કેમ તે પ્રશ્ન છે. છતા આવા શેરા કરી જગતને છેતરવામાં મહંતને જે સહાય તેમણે કરી છે, તેમાં તેમના હોદ્દાનો તેમણે દુરૂપયોગ કર્યો છે એટલું જ નહિ પણ તેમને સોંપાએલા કામ માટે પોતાની નાલાયકી બતાવી છે. આ અમલદારના આ વર્તન સંબંધી સખ્ત નોટીસ લેવા ગાયકવાડ સરકારને અમારી વિનતિ છે.

# વડોદરા રાજ્યના અધિકારીઓનું માનસ

**મહંત વિરૂદ્ધ શ્રી. ચંદુલાલ પરીખની વડોદરાના દિવાનને અરજી, વિસનગર વિ. નાયબ સુબા મી મકબુલ હુસેને વડોદરા દિવાન શું ઠરાવે છે, તે જાણતાં પહેલાં મહંતને ઘસી આપેલું સર્ટીફીકેટ અને પોતાના ઉપરીને કરી મોકલેલા રિપોર્ટની નકલ અમને મળી છે તે આ નીચે અમે આપીએ છીએ. તે વાંચી આખુ પુસ્તક અવલોકનમાં લેવાથી વડોદરા રાજ્યના અધિકારીઓનું માનસ ખુલ્લુ પડે છે**

## શ્રી નેક નામદાર વડોદરા રાજ્યના દિવાન સાહેબની હજુરમાં.

**વડોદરા.**

**નામદાર સાહેબ!**

હું નીચે સહી કરનાર, એક સાર્વજનીક સંસ્થાના હિતાર્થે, અને પ્રજાના નાણાંનો થતો દુરૂપયોગ અટકાવવાના હેતુથી, ન.ચેની બાબતો પર આપ નામદારનું ધ્યાન ખેંચવાની રજા લઉં છું.

કડી પ્રાંતમાં આવેલા વડનગર ગામમાં "મહંત ગોવર્ધનદાસ ફ્રી અનાથાશ્રમ" નામની એક સાર્વજનિક સંસ્થા છે. જેને શ્રીમંત મહારાજા સાહેબની સરકારે સાર્વજનીક સંસ્થા તરીકે સ્વિકારેલી છે. મે૦ અમાત્ય સાહેબ મી. સેડનના તા ૧૦–૭–૨૨ના હુકમથી, મહંત ગોવર્ધનદાસને મજકુર સંસ્થાના વહીવટ કરનાર તરીકે નીમેલા છે. આ હુકમની નકલ આપ નામદારની જાણ સારૂં આ સાથે સામેલ રાખી છે (Ex.A.) તેમાં સ્પસ્ટ ફરમાવવામાં આવ્યું છે કે:— He will be the Vahivatkarnar of a public Institution carrying it on as the law requires. પરંતુ મ્હારા જાણવા પ્રમાણે, આજસુધીમાં મહંત ગોવર્ધનદાસે–સદહું સંસ્થાના હિસાબ–કીતાબ સરકારને મોકલ્યા નથી એટલુંજ નહીં પણ તેના જે વાર્ષીક રીપોર્ટો બહાર આપવામાં આવ્યા છે તે પરથી તો સ્પષ્ટ વિદિત થાય **છે કે, સંસ્થાના હિસાબ કોઇ ઓડીટરે ઓડીટ પણ કીધા નથી, તેમજ તે તદન અવ્યવસ્થીત અને શક પડતા જણાય છે.**

મજકુર મહંત ગોવર્ધનદાસ પોતે કાંઇપણ સ્થાવર જંગમ મીલ્કત ધરાવતો નહોતો અને તેથી આ સંસ્થાના નામે ઉઘરાવેલા પૈસામાંથી તે તથા તેની સાથે આશ્રમમાં રહેતી એક દરજણ બાઇ (જેને તે આશ્રમ માતુશ્રી અર્થાત્ તેની પત્નિ તરીકે ઓળખાવે છે.) બાદશાહી ઠાઠથી રહે છે. એટલેથી વાત નથી અટકતી. **ઉપરોક્ત દરજણ બાઇ જમનાબાઇના દરદાગીના અને કપડાંલત્તાં પણ તે આશ્રમનાજ પૈસામાંથી તેની સ્વેચ્છા મુજબ ખરીદે છે.**

આ ઉપરાંત, તેણે ઘોડેસ્વારી માટે એક ઘોડો તેમજ વાયુ–વિહાર અર્થે ઘોડાગાડી પણ વસાવ્યાં છે. ધીમે ધીમે તેની હીંમત વધતી જતાં, તેણે પોતાને કોઇ પુછનાર ન હોવાથી આશ્રમના જ પૈસામાંથી એક મકાન પણ બંધાવ્યું છે, ને તેની ઉપર પોતાની અંગ માલેકી ઠરાવવાની બદદાનતથી–તે ઘર ઉપર "શંકરલાલ ગોવર્ધનદાસ" ના નામની તખ્તી પણ લગાવી દીધી છે. આપ નામદારને જાણીને ખચીત આશ્ચર્ય થશે કે, આ શંકરલાલ ઉપરોક્ત દરજણ જમનાબાઇના આગલા ધણીનો છોકરો છે–હતો તે સને ૧૯૨૨–૨૩ માં ગુજરી ગયો છે.

લોકોએ દાન આપેલા નાણાંનો-મહંત ગોવર્ધનદાસે આશ્રમના અને આશ્રમમાં રહેતા અનાથોના ભલાને માટે ખર્ચવાને બદલે દેખીતો દુર્વ્યય કર્યો તેનો એક પુરાવો આપ નામદારનું લક્ષ ખેંચનારો થઇ પડશે. તે એ કે, આશ્રમની સ્થાપના બાદ સને ૧૯૨૪ માં આ મહંતરાજે "શ્રીકૃષ્ણ વિજય નાટક મંડળી" નામની એક કંપની ઉભી કરી હતી-જેણે તે સાલના બે મહીનામાં સીદ્ધપુર મુકામે ખેલો ભજવી બતાવ્યા હતા. તે પછી સને ૧૯૨૬માં "શારદા સંગીત નાટક સમાજ" નામે બીજી નાટક કંપની ઉભી કરી હતી અને "સતી ફુલાંદે તથા મહાત્મા તુલસીદાસના ખેલો, વડનગર, વિસનગર, વિરમગામ વિગેરે સ્થળોએ ભજવ્યા હતા. આ કંપની પાછળ લગભગ રૂપીઆ દશેક હજારનું પાણી કર્યાબાદ તે બંધ કરવાની ફરજ પડી હતી.

પૈસા ઉઘરાવતી વખતે આશ્રમમાં રહેતા છોકરાઓના કેળવણી ઉપર દાતાઓનું ધ્યાન દોરી-પૈસા મેળવનાર આ મહંત સાહેબ આ પ્રમાણે તે પૈસાનો જ માત્ર દુરૂપયોગ ન કરતાં સાથે સાથે છોકરાંઓને પણ ઠેર ઠેર ભટકાવતો ને ખરાબ સંસ્કારો પાડતો. આ સંબંધમાં તેમજ મહંતના બીજા વિષયમાં સરકાર તરફથી સને ૧૯૨૨માં ખેરાળુ ફોજદાર મી. જોશી જેઓ અત્યારે સાંભળવા મુજબ ચાણસ્મા છે તેમણે શ્રી સ્વયંસેવક સમાજના કાર્યકર્તાઓનું લેખીત સ્ટેટમેંટ લીધેલું. જેની સાથે પુરાવાના ચોકસ કાગળીઆં તેમને મળેલાં પણ ખરાં પરંતુ આ બધી હકીકત મહંતે લાગવગ લગાડી તુમાર આગળ જતો અટકાવ્યો હોય એમ જણાય છે.

વડનગરના વતનીઓ આ બધું જોતા-જાણતા-અને છુપો પોકાર ઉઠાવતા પણ આ મહંત જે ઘણું ખરૂં તેની વિરૂદ્ધ પડનારનું માથુ ભાંગવાની જ ધમકી આપતો-તેના વિરૂદ્ધ જાહેરમાં કંઇ પણ ચળવળ કરી શકતા નહિ. પરંતુ હવે તો લોકોને એનો સ્વેચ્છાચારી કારભાર અસહ્ય થઇ પડયો છે. ને તેથી વડનગરમાં તેમજ મુંબઇમાં રહેતા કેટલાક નિડર અને સેવાભાવી સજ્જનોએ વર્તમાનપત્રોમાં એનાં પોગળો પ્રકટ કરવા માંડયાં છે, જેની નકલો આપ સાહેબની જાણ સારૂં આ સાથે સામેલ છે.

આટલાં આટલાં વર્ષો સુધી આવું અંધેર ચાલી શકયું એનું એક જ કારણ છે અને તે એ કે, આશ્રમની આખી ય વ્યવસ્થા એક હથ્થુ અને બીનજવાબદાર હોઇ, મહંત બેપરવા પણે ને બેઅટકે, અમનચમન ઉડાવી પોતાનો સ્વાર્થ સાધી રહ્યો છે. જો આ સંસ્થાની કોઇ, લોક યા સરકાર નિયુક્ત સભાસદોની વ્યવસ્થાપક સભા હોત ને તેના હિસાબો બીજી જાહેર સંસ્થાઓના નિયમો મુજબ ઓડીટ થતા હોત તો મહંત કદી પણ આ પ્રમાણે કરી શકત નહિ.

અલબત્ત આ કાબેલ માણસે લોકોને ઠગવા માટે વાર્ષિક રીપોર્ટો બ્હાર પાડયા છે પણ તેના ગમે તેમ લખાયેલા હિસાબોના ખરાપણા વિષે સંદેહ ઉઠયો જ રહે છે. વળી તેણે ઉઘરાવેલા સઘળા પૈસા આશ્રમમાં જમે થયા હશે-થાય છે કે કેમ તે પણ એક પ્રશ્ન છે. રીપોર્ટોમાં પ્રસિદ્ધ થયેલા મ્હોટા મ્હોટા માણસોના અભિપ્રાયો જરૂર લોકોની આંખમાં ધૂળ નાંખવા માટે પૂરતા છે. વડનગરમાં પગ મુકનાર સારા માણસ યા અમલદારને પહેલી જ તકે, આશ્રમમાં લઇ જઇ, અગાઉથી કરી રાખેલી વ્યવસ્થા પ્રમાણે ઉપરચોટીઓ આડંબર બતાવી ચ્હા-પાણી અને ફુલહાર, ચાંદીના

**વાસણોમાં ભોજન વિગેરે કરાવીને વિઝીટરને ખુશખુશ કરી અભિપ્રાય લખાવી લેવાનો મજકુર મહંતનો એક પ્રકારનો રવૈયો જ થઇ પડયો છે.**

હાલ આ મહંતને ગામમાં આશરે **રૂ. ૩૦૦૦–૪૦૦૦નું દેવું** થઇ ગયું છે. **તેના ઉપર કેટલાંક હુકમનામાં પણ થઇ ગયાં છે.** અને વધુ દાવાઓ થયે જાય છે. **પોતાની છોકરીઓનાં લગ્ન પણ આશ્રમના જ પૈસે કર્યાં હોય એમ જણાય છે.**

હાલમાં વિસનગર મહાલ ન્યાયાધિશીમાં ચાલતા ફોજદારી ગુ. મુ. નં. [illegible] માં સદહું મહંત ગોવર્ધનદાસે કોર્ટમાં–સ્વમુખે જ જાહેર કર્યું છે કે **"હું આશ્રમનો માલીક છું. મારૂં ગુજરાન આશ્રમમાંથી કરૂં છું. મારૂં ધંધાનું બીજું કાંઇ સાધન નથી વિગેરે."** મહંત ગોવર્ધનદાસ ખુલ્લી રીતે છાતી કાઢીને પોતાને આશ્રમના માલિક તરીકે ઓળખાવે છે અને મે૦ સેડન સાહેબના હૂકમમાં લખેલા " **But he should not be Interfered with unnecessarily.**" આ શબ્દો પર કુદાકુદ કરી કોઇને દાદ આપતો નથી.

આ બધી વિગતો આપ નામદારને નિવેદન કરી–વિનંતી કરવાની એજ છે કે,

(૧) આ આશ્રમની વ્યવસ્થા માટે તથા મહંત ગોવર્ધનદાસની કાર્કિર્દી ને ચારિત્ર્ય વિષે પુરતી તપાસ થવી જોઇએ.

(૨) આશ્રમના હિસાબ કિતાબ ઓડીટ થવા જોઇએ.

(૩) મહંત માલીક નથી પણ જાહેર સંસ્થાનો વહીવટ કરનાર છે એમ ઠરાવવું જોઇએ

(૪) અને વધુ ગેરવ્યવસ્થા તેમ જ જાહેર નાણાંનો થતો દુર્વ્યય અટકાવવા તાકીદે આ આશ્રમનો કબજો અને વહીવટ એક લોક નિયુક્ત મંડળને સોંપવો જોઇએ.

(૫) આપ નામદારને યોગ્ય લાગે તો વ્યવસ્થાપક મંડળમાં **મહંતને** ભલે રાખવામાં આવે.

આ સબંધમાં પુરતી ચોકસી સાથે સરકારી તપાસ થવાની આશા રાખતો તસ્દી માટે આપ નામદારની ક્ષમા માગું છું. એજ તા. ૨૦ મી માર્ચ ૧૯૨૯.

સરનામું,
**ચંદુલાલ ચુનીલાલ પરીખ**
નં. ૧૪, સુતારચાલ, મુંબઇ, પો. નં. ૨

હું છું આપનો,
આજ્ઞાંકિત,
**ચંદુલાલ ચુનીલાલ પરીખ.**

## Exibit A

A COPY OF THE ORDER MADE BY H. E. THE AMATYA SAHEB Mr. SEDDON ON THE 10th JULY 1922

The arrangements made now being followed are clearly opposed to the agreement with the Mahant & the Dewan's orders. We are bound to see that the building is not used for the benefit of one particular class only.

The Mahant tells me, he will pay up the Rs. 1200/- or whatever, we are liable to pay the Kadwa Kunbi caste. If he does so the building should be restored to him on condition that he uses it for a poor house for children of all castes and maintains it to the satisfaction of Government. **He will be the Vahivat Karnar of a public Institution carrying it on as the law requires.** But he should not be interfered with unnecessarily.

10-7-22 (Sd) C. N. SEDDON

Amatya

Copied by

Tungare D. B.

Compared by

MAHULKAR S. A.

સીક્કો

હજુર કચેરી
વડોદરા

ખરી નકલ

(સહી) ચતુરભાઇ પટેલ
મંત્રી મદદનીશ પ્રગતિ વિભાગ.

---

વડનગરના ભીમસેન પત્રના તંત્રી અને મહંતના દીલોજાન દોસ્ત મી! ચુની-
લાલ પ્રભુરામે તા. ૩૦-૬-૨૯નો ભીમસેન પત્રનો વધારો કાઢી
વીઝીટ બુકનો ઉતારો પ્રસિદ્ધ કરેલો તેમાંથી લીધેલી

# સર્ટીફીકેટની નકલ

ઘણા વખતથી અમો વડનગર અનાથ આશ્રમ અને તેના સ્થાપક તરીકે મહંતશ્રી ગોરધનદાસજીનું નામ સાંભળતા આવ્યા છીએ. કેટલાક વખતે વડોદરા રાજ્યમહેલમાં જ્યારે જ્યારે શ્રીમહંતજી શ્રીમંત સરકાર મહારાજા સાહેબને મળવા માટે આવતા હતા ત્યારે ત્યારે એમની મુલાકાત અમારી સાથે થતી હતી; તેજ વખતથી આ આશ્રમ કેવી રીતે ચાલે છે અને લોકો જેટલાં વખાણ કરે છે તેટલાને માટે લાયક છે કે કેમ તે જાણવાની અમોને આશા હતી આજે અમોએ વિસનગર વિભાગ નાયબ સુબાના હોદ્દા તરીકે વડનગર મુકામે આવ્યાથી આ આશ્રમની ભેટ લેવાનો પ્રસંગ આવ્યો એટલુ જ નહિ પણ જો મહંતજી અમોને આમંત્રણ નહી પણ આપતે તો પણ કેટલાક સરકારી કામો અને ખરી હકીકતો જાણવા માટે અમોને આ આશ્રમની ભેટ લેવાની જરૂર હતી.

આશ્રમનું મકાન, ૫૦ છોકરાઓની રહેણી કરણી, વ્યવસ્થા વિગેરે વિગેરે બધી ગોઠવણ જોઇને અમોને આશ્ચર્ય ઉત્પન્ન થયો છે કે ખાનગી ઇસમો પણ બધી જોખમદારી પોતાના માથે લેઇ લોકો પાસેથી પૈસા મેળવવાની મોઘમ આશા ઉપર પચાસ જેટલી મોટી સંખ્યાના છોકરાઓ કે જેમાં ખાસ કરીને માબાપ વગર અને વસીલા વગરના છોકરાઓ છે તેમના

પાલણુ પોષણુ એક મોટા પાયા ઉપર કરી શકે. આશ્રમની અંતરવ્યવસ્થા અને ગોઠવણુ જોઇને ભેટ લેનાર આ વીચાર ઉપર આવ્યા સિવાય રહેશે નહિ, કે આશ્રમમાં ઓરફન (અનાથ) છોકરા જેવી સાધારણુ વ્યવસ્થા થતી નથી પણુ એક મોટા ફંડથી ચાલતા આશ્રમ જેવી વ્યવસ્થા હોય છે તેવી છે.

મહંત સાહેબ ઘણા હોંશીયાર, અનુભવી, વીવેકી, ઇસમ દેશપરદેશના ફરેલા અમોને જણુાવ છે અને રહેણી-કરણી અને વ્યવસ્થા જોઇને તેઓ રાજદરબારથી વાકિફ હોય એમ જણુાય છે. છોકરાઓને પહેરવા માટે ઉંચા પ્રકારનાં લુગડાંઓ સારી સારી પથારીઓ, નાનું દવાખાનુ, લાયબ્રેરી, સ્ટેશનરી વિગેરે વિગેરે આશ્રમ તરફથી આપવામાં આવે છે અને જે સુખ કોઇ પણુ દિવસે ગરીબ વર્ગના માણુસને સ્વપ્નામાં પણુ નહી આવે તે સુખ એમને આશ્રમમાં ભોગવવાનું મળે છે. આ બધી વ્યવસ્થામાં મોટા ફંડની જરૂર પડે જ અને તે ફંડ મહંતશ્રી ગોરધનદાસજી પોતે બહારગામમાં ઘેર ઘેર ફરી મેલવીને ઉત્પન્ન કરે છે એટલે આ સેવા કોઇ નાના પ્રકારની કહેવાય તેમ નથી અને આ સેવા માટે તેમને ધન્યવાદ આપવામાં આવે છે.

કેટલાક લોકોની અદેખાઇને લીધે મહંતજી ઉપર આક્ષેપ છે કે સાર્વજનીક પૈસા એકઠા કરી છોકરાઓના નામથી પોતાના ખાનગી ખર્ચમાં વાપરે છે. આ વાત ઉપર જરા પણુ વીવેચન કરવાની જરૂર લાગતી નથી. જો આશ્રમનો કાચો હિસાબ—આવક અને ખર્ચનો—ઉંડી રીતે જોવામાં આવે તો સહેજ જણુાઇ આવશે કે આશ્રમનો વાર્ષિક ખર્ચ આસરે સાડાસાતથી આઠ હજાર રૂપીઆનો છે અને તે પૈકી મહંત અને એમની પત્ની ઉપર ફકત રૂપીઆ આસો ખર્ચ આવે છે. આવા મહત્વ અને મોટા પ્રકારના કામ સામે અને મોટી સેવા સામે કંઇ પણુ નથી.

આજ સુધીમાં વડોદરા સરકાર તરફથી આ આશ્રમને કંઇ પણુ મદદ મલતી નથી અને બધી જોખમદારી મહંતજીના માથે છે. અમારી આશા છે કે શ્રીમંત સરકાર માહારાજા સાહેબની ગર્વમેન્ટ એમની કાર્કીર્દીની કદર કરી કંઇ પણુ એમની જોખમદારી ઓછી કરવા માટે આ આશ્રમની આર્થીક સ્થીતિમાં મદદ કરશે. તા. ૨૧ માહે જુન સને ૧૯૨૯

(Sd,) અંગ્રેજીમાં સહી મકબુલહુસેન
વિસનગર વિભાગના સુબા

---

## વિસનગર વિભાગ નાયબ સુબાએ તપાસના અંગે પોતાના ઉપરીને કરેલો રિપોર્ટ

વડનગર ગામમાંથી આ અનાથ આશ્રમના માટે સ્થાનિક લોકો કંઇપણુ મદદ કરતા નથી પણુ અદેખાઇના લીધે વખતો વખત આ સંસ્થા ચાલતી બંધ થાય અને એકથી અનેક પ્રકારની અડચણો આડે આવે તેના માટે પ્રયત્ન કરે છે. આશ્રમની વિઝિટ બુક જોતાં એમાંના બધાના શેરા વખતો વખત ઘણાખરા સારા થયા છે અને જે હકીકત હાલ અમે

દર્શાવીએ છીએ તેવો ઉલ્લેખ દરેક શેરામાં છે. શ્રીમંત સરકાર તરફથી આ આશ્રમને કંઇપણ મદદ મળતી નથી આ આશ્રમનો વાર્ષિક ખર્ચ રૂપીઆ સાડાઆઠ હજારનો છે અને બધી રકમનો કાચો હિસાબ રાખવામાં આવેલો છે અને સંવત ૧૯૭૯–૮૦થી સંવત ૧૯૮૧–૮૨ સુધીના ત્રણ સાલના વાર્ષિક રિપોર્ટો બહાર પડેલા તેની એકેક પ્રત અને સંવત ૧૯૮૨–૮૩ અને સંવત ૧૯૮૪-૮૫ સુધીની સાલનાં સરવૈયાં મહંતે રજુ કરેલાં પેટામાં સામેલ રાખ્યાં છે.

મહંતજી ઉપર લોકોનો આક્ષેપ છે કે–ઘણા પૈસા પોતાના ખાનગી ખર્ચમાં વાપરી નાંખે છે. આ આરોપ તદ્દન ખોટો છે અને હકીકતની વિરૂદ્ધ છે. મહંતજી પોતાની ચાકરીના અવેજ માટે આશ્રમના ફંડમાંથી ફક્ત જમવાનો અને લુગડાં પહેરવાનો ખર્ચ જે દરસાલ રૂા. ૨૦૦) બસો કરતાં વધુ થતો નથી તેટલો લે છે અને એમની પત્ની ચોવીસ કલાક સેક્રેટરી તરીકે દેખરેખ છોકરાઓ તથા આશ્રમ ઉપર રાખે છે તેના માટે તેણીને રીતસર રૂા. ૫૦) પચાસ દર માસે પગાર આપવામાં આવે છે. એકંદરમાં રૂા. ૬૦૦) છસો પત્નીને મળે છે અને રૂા. ૨૦૦) મહંત ખરચે છે. એકંદર રૂા. ૮૦૦) આઠસોનો ભંડોળમાં ખર્ચ પડે છે. આ રકમ બે માણસ માટે વિશેષ કહેવાય તેમ નથી. જો સરખે ભાગે વહેંચણી કરવામાં આવે તો રૂપીઆ ચારસો દરેક માણસ દીઠ આવે અને ચારસો રૂપીઆ પ્રમાણે માસિક તેત્રીસ રૂપીઆ પડે છે એટલે આવો નજીવો પગાર એમની સેવા ચાકરીના સામે કંઇ પણ કિંમત નથી.

મહંત ગોરધનદાસ સ્વતંત્ર વિચારના હોઇ પોતાના જ પગ ઉપર ઉભા રહી બધી વ્યવસ્થા કરે છે તે ઉપરાંત એમના તીખા સ્વભાવને લીધે કોઇ વખત તે લોકોની સભા વચ્ચે બોલાચાલીમાં કડવાશ પણ ઉત્પન્ન થઇ જાય છે એટલે લોકો કટાક્ષ રાખી આવી અરજીઓ વારંવાર કર્યા કરે છે. મહંતની સંસ્થા અમારા તાંત્રિક તપાસમાં એક ખાનગી સ્વરૂપની છે એટલે તેના ઉપર કોઇની દેખરેખ રહી શકે તે બરોબર નથી.

જ્યારે જ્યારે વડનગર ગામમાં કોઇ પણ રૈયત વર્ગના અગર સરકારી અમલદારો પૈકી કોઇ પણ સદ્‌ગૃહસ્થ આવે છે અને મહંતજીને ખબર મળે છે ત્યારે ત્યારે તેઓ વિવેકપુર્વક જઇ પોતાના આશ્રમની વિઝિટ માટે આગ્રહ કરે છે. અને દરેકને માન મરતબના અન્વયે પોતાના આશ્રમમાં આમંત્રણથી બોલાવી બધી ગોઠવણ અને સંસ્થાની ભેટ કરાવી માનપુર્વક વિદાય કરે છે. આ વાતો અદેખાઇના લીધે ગામના ગૃહસ્થોથી સહન થઇ શકે તેમ નથી અને એજ મૂળ કારણ છે કે જેથી અદેખાઇની અગ્નિ દિનપ્રતિદિન વધતી જાય છે.

અમારા અભિપ્રાયમાં જે સેવા મહંતજી કરે છે તેના માટે એમને ધન્યવાદ આપવાની જરૂર છે અને એમના વિરોધી લોકો જે તે ચળવળ કરે છે તેના ઉપર જરા પણ ધ્યાન ન આપતાં કંઇ પણ કર્યા વગર એમના વિરૂદ્ધની અરજીઓ નિકાલે રાખવી જોઇએ એવો અમારો અભિપ્રાય છે. મહંતજીએ આશ્રમનો ટુંક હેવાલ અને વિઝિટ બુક ઉપરથી કેટલીક વિઝિટોના ઉતારા કરી રજુ કરેલા છે તે પેટામાં સામેલ છે તે સા. મે. ને વિદિત થાય.

તા. ૨૫ માહે જુન ૧૯૨૯

(સહી) મકબુલ હુસેન

વિસનગર વિભાગ નાયક સુબા

# સૌરાષ્ટ્ર મહંત બદનક્ષી કેસના કાગળો અને તેમાં રજુ થયેલા ફોટાઓ

## સૌરાષ્ટ્રના લેખો સામે મહંતની ફરીઆદ અરજી

### આંક ૨૪

### મે. અમદાવાદના સીટી ફર્સ્ટ ક્લાસ. મેજીસ્ટ્રેટ સાહેબની કોર્ટમાં

કેસ નં. ૬૪: ૧૯૨૯-૩૦.

**ફરીઆદી.**

મહંતશ્રી ગોવર્ધનદાસજી ગુરૂ ગણુપતદાસજી જાતે સાધુ ધંધો ધર્મોપદેશનો ઉ. વ. ૫૦ રે. વડનગર તાબે ખેરાળુ રાજ્ય વડોદરા.

**આરોપી**

૧ શેઠ અમૃતલાલ દલપતભાઇ રે. રાણુપુર

૨ કકલભાઈ કોઠારી „ „

૩ નંદલાલ બાપનું નામ ખબર નથી તે પેપરનો વેચનાર તથા પબ્લીશર ઠે. રતનપોળ અમદાવાદ

**આરોપ**

ઇ. પી. કો. ક. ૫૦૦, ૫૦૧ મુજબ

હું ફરીઆદી આપ નામદાર સાહેબને આ ફરીઆદ આપી વીનંતી કરૂં છું કે.

(૧) હું વડોદરા રાજ્યના વડનગર કસ્બાનો વતની હોઇ મારા પંથમાં મહંતની પદવી ધરાવું છું અને વડનગરમાં મહંતશ્રી ગોવર્ધનદાસ ફ્રી અનાથાશ્રમ નામની સંસ્થા બાળકો ને ઉછેરવાની તથા તેમને કેળવણી આપવાની સંસ્થા ચલાવી રહ્યો છું. તે સંસ્થામાં આશરે ૫૦) અનાથો હાલમાં હોઇને તેનું વાર્ષીક ખર્ચ આશરે ૬૦૦૦ થી ૭૦૦૦ સુધીનું આવે છે તેથી વડનગરમાં તેમ જ મુંબાઇ અમદાવાદ સ્થળોએ અમારી આબરૂ સારી છે.

(૨) આરોપી નં. ૧ રાણુપુરથી નીકળતા સૌરાષ્ટ્ર નામના અઠવાડીક પેપરનો માલીક અને પ્રસિદ્ધ કર્તા છે અને નં. ૨ નો આરોપી તેનો છાપનાર છે નં. ૩ નો આરોપી અમદાવાદમાં સદર પેપરનો પબ્લીસર તથા વેચનાર એજન્ટ છે. સદર આરોપીઓએ અમારી તથા અમારી સંસ્થાની આબરૂ લોકોમાં તથા સરકારમાં હલકી પાડવાના ઇરાદાથી, અમોને આશ્રમ દાતાઓ અનાથાશ્રમમાં નાણાં આપવાનાં બંધ કરે તે હેતુથી પોતાના "સૌરાષ્ટ્ર" પેપરના તા. ૨૬-૬-૨૯ના અંકમાં "વડોદરાનો પત્ર" એ મથાળા નીચે અમારા તથા અમારા આશ્રમ સંબંધી નીચ અને હલકા આક્ષેપો કર્યા છે જેવા કે "ધર્મના નામે ધુતી ખાનારાને કોઇ પણ સરકારે નિભાવી લેવા જોઇએ નહી." "મહંતની લીલા" વિગેરે સદર

આપો લેખ આ સાથે સામેલ છે. તેથી આપ નામદારને જણાશે કે તે લેખ વાંચવાથી અમારી તથા અમારા આશ્રમની આબરૂ તથા પ્રતિષ્ઠા સંબંધી લોકોમાં હલકો વિચાર ઉત્પન્ન કરનારા છે. સદર લેખની હકીકત આરોપી નં. ૩ ની મારફત અમદાવાદમાં પણ પ્રસિદ્ધ થએલી છે. ઉપર બતાવેલા લેખ સિવાય બીજા પણ અમારી વિરૂદ્ધના ઘણા લેખો આરો-પીએ પોતાના પત્રમાં પ્રગટ કર્યા છે તે આ સાથે સામેલ છે.

(૩) ઉપરનો લેખ તદન ખોટો હોઇ આરોપીએ જાણીબુજીને અમારી તથા અમારા આશ્રમની બદબોઇ કરી અમારી તથા અમારા આશ્રમની આબરૂ હલકી પાડવાના ઇરાદાથી પોતાના પત્રમાં છાપી તથા પ્રસિદ્ધ કરી ઇ. પી. કો. ક ૪૯૯ પ્રમાણે ગુન્હો કર્યો છે તેથી તેમના ઉપર સદર કલમ પ્રમાણે કામ ચલાવી શિક્ષા કરવા વિનંતી છે તથા આરોપીઓ ઉપર પકડ વારંટ તથા તકરારી લેખની નકલો માટે ઝડતીનાં વારંટ કાઢવાની મે. થશે.

(૪) આ બાબતના મારો પુરાવા હું ચાલતા કામે આપ નામદાર માગશો તો રજુ કરીશ તા, ૭ માહે ડીસેમ્બર ૧૯૨૯

મહંત શ્રી ગોવર્ધનદાસ ગણુપતદાસ સહી દા. પોતે

## વેરીફીકેશન

હું ગોરધનદાસ ગણુપતદાસજી રૂબરૂ હાજર થઇ પ્રતિજ્ઞા પર લખાવું છું કે મારી ફરી-આદ અરજીમાં લખેલી હકીકત ખરી છે.

૧ હું વડનગરનો રહીશ છું અને ગોવર્ધનદાસજી ફ્રી અનાથ આશ્રમ આશરે આઠ વરસથી ચલાવું છું. તેના ખર્ચનાં નાણાં હું દરેક મોટા ગામોએ ફરી ભેગાં કરૂં છું. આશ્રમના ખર્ચનો હિસાબ હું બરાબર રાખું છું. તેમ નાણાંની સગવડ હોય ત્યારે તેનો રિપોર્ટ બહાર પાડું છું અને કોઇ ગૃહસ્થ જે નાણાં આપી આ આશ્રમને મદદ કરે છે તેઓ હિસાબ જોવા માગે તો બતાવું છું.

૨ તો–દાર નં. ૧ જે સૌરાષ્ટ્રનો માલીક છે તેણે સૌરાષ્ટ્ર પેપરમાં નીચે મુજબના અંકમાં મારા વીરૂદ્ધ કેટલાક લેખો લખી છાપી અને પ્રસિદ્ધ કરી મારી બદનક્ષી કરેલી છે. અને તો. નં. ૨ ના એ મને હલકો પાડવામાં તો. નં. ૧ને મદદ કરી છે.

તા. ૨૯–૬–૨૯, ૧૩–૭–૨૯, ૨૭–૭–૨૯ અને ૧૭–૮–૨૯.

એ રીતે પેટાની નકલો મુજબ મારા વિરૂદ્ધ લેખો પોતાના પેપરમાં છાપેલા છે તેની નકલો રજુ કરૂં છું.

૩ આ પેપર જ્યારે જ્યારે હું અમદાવાદ આવેલો ત્યારે ત્યારે અમદાવાદમાં તો. નં. ૩ ની દુકાનેથી ખરીદ કરી મારા વિરૂદ્ધના લેખો મેં ત્યાં જ વાંચેલા તેથી મારી ત્રણે તો.દારો પર કાયદેસર ફરીઆદ છે એટલી મારી હકીકત છે તે મારા લખાવ્યા પ્રમાણે લખી લીધી છે. તા. ૯–૧૨–૨૯

મહંત ગોવર્ધનદાસ ગણુપતદાસજી સહી દા. પોતે

રૂબરૂ

સીટી ફ. ક. માજીસ્ટ્રેટ

# સૌરાષ્ટ્ર પત્રે 'વડોદરાના પત્ર'માં છાપેલા મહંત સંબંધિ લેખો

## તા. ૨૯-૬-૧૯૨૯ ના 'સૌરાષ્ટ્ર'માંથી

## આંક ૨

અમારા કડી પ્રાન્તના વડનગર ગામમાં આવેલી 'મહંત ગોવર્ધનદાસ ફ્રી અનાથાશ્રમ' નામની સંસ્થા સંબંધે અનેક અનિષ્ટ વાતો સંભળાઇ રહી છે. એ સંસ્થાના કારોબાર અને કારોબારીઓ સામે ઠેઠ દીવાનના કાન સુધી પોકાર પહોંચ્યાઓ છે. સાર્વજનિક અને સખાવતી સંસ્થાઓના નામે નાણું ઉઘરાવી તેનો દુરૂપયોગ કરનારા તથા ધર્મના નામે ધૂતી ખાનારા ઇસમોને કોઇ પણ સરકારે નભાવી લેવા નહિ જોઇએ. રા. બ. ગોવિન્દભાઇ, શ્રી. મોતીભાઇ પટેલ, મી. મણીલાલ તુળસીદાસ મહેતા જેવા વડોદરા રાજ્યના અમલદારો તેમ જ સરદાર શ્રી. વલ્લભભાઇ, શ્રી. મણીલાલ કોઠારી, શ્રી. ઠક્કર બાપા જેવા બહારના સુપ્રસિદ્ધ અને સુપ્રતિષ્ઠિત નેતાઓ પણ આ મહન્તની લીલાઓથી વાકેફ હોવાનું કહે છે. તો પછી ગાયકવાડી અમલદારો આવા ઇસમોને ક્યાં સુધી બરદાસ્ત કરશે ?

## તા. ૧૩-૭-૧૯૨૯ ના 'સૌરાષ્ટ્ર'માંથી

## આંક ૧૫

શ્રી. મહારાજા સાહેબ હિન્દમાં હોય ત્યારે એમના એ. ડી. સી. તરીકે અને યુરોપયાત્રાએ ગયા હોય ત્યારે મુલકી અમલદાર તરીકે કામ કરતા એવા અમારા મકબુલ હુસેન સાહેબ હાલ વિસનગર વિભાગના નાયબ સુબાનું સ્થાન શોભાવે છે. વડનગરના મહંત શ્રી. ગોવર્ધન દાસજી સામે અનેક આક્ષેપો થઇ રહ્યા હોઇ તે સંબંધે તપાસ ચલાવી એ સાહેબ એક સર્ટિફિકેટ આપે છે કે ' મહંત સાહેબ ઘણા હોશીયાર, અનુભવી, વિવેકી ઇસમ, દેશપરદેશના ફરેલા અમોને જણાય છે. અને રહેણી-કરણી અને વ્યવસ્થા જોઇને તેઓ રાજદરબારથી વકેફ હોય એમ જણાય છે. છોકરાઓને પહેરવા માટે ઉંચા પ્રકારના લુગડાંઓ, સારી સારી પથારીઓ, નાનું દવાખાનું, લાયબ્રેરી, સ્ટેશનરી વગેરે વગેરે આશ્રમ તરફથી આપવામાં આવે છે. અને જે સુખ કોઇ પણ દિવસે ગરીબ વર્ગના માણસને સ્વપ્નામાં પણ નહિ આવે તે સુખ એમને આશ્રમમાં ભોગવવાનું મળે છે.' બાદ, ઘડીમાં મિલિટરી અને ઘડીમાં સિવિલ એવા આ અમલદાર ભલામણ કરે છે કે 'આજ સુધીમાં વડોદરા સરકાર તરફથી આ આશ્રમને કંઇ પણ મદદ મળતી નથી અને બધી જોખમદારી મહંતજીના માથે છે. અમારી આશા છે કે શ્રીમંત સરકાર મહારાજા સાહેબની ગવર્નમેન્ટ એમની કારકીર્દીની કદર કરી કંઇપણ, એમની જોખમદારી ઓછી કરવા માટે આ આશ્રમની આર્થિક સ્થિતિમાં મદદ કરશે.' આ અમલદારી અભિપ્રાયને શ્રી. સરકાર કેટલું વજન આપે છે તે તો રાજ્યના નવા બજેટમાં આ અનાથાશ્રમ માટે કેટલી રકમ મંજૂર થાય છે તે જોયા પછી જણાય અને કહેવાય.

અમારા કડી પ્રાન્તનાં વડનગર ગામના મહંત ગોવર્ધનદાસ સામે ખુબ પોકાર ઉઠયાથી ત્યાંના સુબા સાહેબે, ત્યાંના નાયબ સુબાને એ સંબંધે તપાસ કરવા ફરમાવેલું. એ ઉપરથી મકબુલહુસેને વડનગર ગામે તા. ૨૨થી ૨૭ જુન સુધી મુકામ રાખી 'સબ સલામત'નો વાવટો તા. ૨૧મી જુને ફરકાવી દીધો છે. એ વાવટાનો કંઇક ખ્યાલ અગાઉ આ પત્રમાં આવી ગયો છે. આ તપાસના ફારસ સંબંધે ઘણી ઘણી વાતો કહેવાની છે. મોટા અને મુખ્ય વાંધો

તો આવી તપાસનું કામ, અસલ લશ્કરી ખવાસના પણ શ્રીમંતની સગવડ સારૂં અવારનવાર મુલકી ખાતામાં નીમાતા અમલદારના હાથમાં મુકવા સામે ઉહાવવો પડે છે. ખરૂં જોતાં તો આ કામગીરી કોઇ કર્તવ્યનિષ્ઠ સજ્જન છૂપી પોલીસના અમલદાર તથા પ્રવીણ અને નિષ્પક્ષપાતી સ્વતંત્ર હિસાબનીશને સોંપવી જોઇતી હતી. એટલે ગોવર્ધનદાસજીના કારોબાર ઉપર મકબુલહુસેને મારેલી કબૂલમંજૂરની મ્હોર સ્વીકારી શકાય તેમ નથી. આ મહંત સામે અનેક ગંભીર આક્ષેપો થયેલા છે. અને કડી પ્રાન્ત તો અમલદારોની ખાતર–બરદાસ માટે બહુ બહુ પંકાતો છે એટલે ફુલહારના સુગંધી વાતાવરણમાં, ન્હાપાણી તથા પકવાનના ઘેનમાં મકબુલહુસેન જેવાઓ મોહ પામી ગુલાંટ ખાઇ જાય તો તેમાં કશી નવાઇ નથી !

નાયબ સુબાએ કરેલી આ તપાસણી સંબંધે કેટલાક સવાલો પૂછવા પડે છે: (૧) એમણે મુકામ ક્યાં રાખેલો ? (૨) સ્ટેશન ઉપર સ્વાગત કરવા કોણ કોણ આવેલું ? (૩) હિસાબકીતાબ એમણે જાતે તપાસ્યા છે કે તાબાના કોઇ કારકુને ? (૪) મહંતની જુબાનીઓ લીધેલી ? (૫) મહંત સિવાય ગામના અન્ય કોઇ ઇસમોની જુબાનીઓ લીધેલી ? કોની, ક્યારે અને કેવી રીતે ? (૬) સંસ્થાના વાર્ષિક અહેવાલો નિયમિત પ્રગટ થાય છે ? (૭) આજના સરસુબા મુકરજીનો આ મહંત બદલ શો મત છે ? આ અનાથાશ્રમને માજી અમાત્ય મી. સેડને સાર્વજનિક સંસ્થા તથા મહંતને એના વહીવટ કરનાર તરીકે જણાવેલા છે, તો પછી એની પવિત્રતા અને સલામતી સારૂ સરકારે વધુ સારી, સંપૂર્ણ અને ઉંડી તપાસ કરવી ઘટે છે. એટલા વાસ્તે મારી તો એવી સૂચના છે કે રા. બ. ગોવિન્દભાઇ, રામલાલભાઇ, શ્રી. મુકરજી જેવા અમલદારો તથા શેઠ મહાસુખભાઇ અને વકીલ બાબારાય તથા શ્રી. ઉમીયાશંકર લાખીઆ જેવા નાગરિકોની એક નીડર, નીખાલસ અને સંયુક્ત સમિતિ સત્વર નીમાઇ તપાસણી થવી જોઇએ છે. એ સમિતિ તહોમતદાર તથા ફરિયાદીઓની જુબાની લ્યે; તે ઉપરાંત સ્થાનિક ઇસમો તેમજ માજી નાયબ સુબા મી. કશાળકર, લાયબ્રેરીખાતાવાળા શ્રી. મોતીભાઇ અમીન, ભીલસેવામંડળવાળા શ્રી. ઠક્કર બાપા, ગૂજરાત પ્રાન્તિક સમિતિના પ્રમુખ શ્રી. વલ્લભભાઇ તથા મંત્રી શ્રી મણીલાલ કોઠારી જેવા અહીંના તથા બહારના પ્રતિષ્ઠિત અમલદારો અને આગેવાનોનાં મંતવ્ય અને એકરાર પણ મેળવી લઇ, યોગ્ય તે સત્વર કરી નાખી, સાર્વજનિક સંસ્થાઓ અને ધર્માદા ખાતાંઓ ઉપરના જનતાના ઓસરી જતા ઇતબારને ફરી સ્થાયી બનાવે.

## તારીખ ૧૫-૮-૧૯૨૯ના સૌરાષ્ટ્રમાંથી

## આંક ૧૭

**વડનગરના મહંત :** ગોવર્ધનદાસજીના અનાથાશ્રમ સંબંધમાં 'સૌરાષ્ટ્ર'માં 'વડોદરાનો પત્ર'માં પ્રગટ થયેલી હકીકતો સંબંધમાં ખુલાસો કરવા મહંત પોતે ગઇ તા. ૩૧મીએ તેમના ચોપડા વગેરે લઇને 'સૌરાષ્ટ્ર કાર્યાલય'માં આવેલા. મહંત ગોવર્ધનદાસજીનું એમ કહેવું છે કે 'અનાથાશ્રમનો હું પાઇએ પાઇનો હિસાબ રાખું છું. અને નાણાં આપનારને તે બતાવવા હું ખુશી છું. પણ જાહેરને એ બતાવવા હું બંધાયો નથી. તમારે એ હિસાબ જોવો હોય તો આ ચોપડા રહ્યા. બીજી જે કંઇ તપાસ કરવી હોય તે કરવા વડનગર આવવા મારૂં નિમંત્રણ છે. પૂછો તેના ખુલાસા કરવા તૈયાર છું. મહંતનું આ પ્રમાણે કહેવું થયા પછી તે સંબંધમાં ઘટિત તપાસ કરવાનું અમે વિચારી રહ્યા છીએ.

## તહોમતદાર નં. ૨ શ્રી. કકલભાઇ કોઠારીનો જવાબ

અમદાવાદના મે. સીટી ફર્સ્ટ ક્લાસ માજીસ્ટ્રેટ સાહેબની ફો. કોર્ટમાં

ફો. કેસ નંબર ૬૪ સને ૧૯૨૯–૧૯૩૦
ફરીઆદી મહંત ગોવર્ધનદાસ ગણપતદાસ રે. વડનગર
વિરૂદ્ધ
તહોમતદાર ૧ અમૃતલાલ દલપતભાઈ રે. રાણપુર
૨ કકલભાઇ (કોઠારી) રે. રાણપુર વગેરે

ગુન્હો ઇ. પી. કો. ક. ૫૦૦, ૫૦૧ મુજબ

આ કામમાં અમો તહોમતદાર નાં. ૨નો નામદાર કોર્ટે કાઢેલ નોટીસનો નીચે પ્રમાણે જવાબ છે.

૧ અમો તહોમતદાર નાં. ૨ સૌરાષ્ટ્ર પેપરના છાપનાર નથી. તેમ પ્રોપ્રાયેટર–પબ્લીશર કે પ્રીન્ટર કોઇ પણ કામકાજ કરતા નથી.

૨ સૌરાષ્ટ્ર પેપર અઠવાડીક પેપર છે અને તેના મથાળે તથા પેપરના બીજા ભાગોમાં વાંચવાથી ચોખ્ખું જણાઇ આવે તેમ છે કે અમો ઉપર કહ્યા ત્રણમાંથી એક હોદ્દો ધરાવતા નથી એટલે કે ફરીઆદીની કહેવાતી બદનક્ષી બાબતમાં અમારે કોઇ જાતનો સંબંધ નથી. આ હકીકત ફરીઆદી સારી રીતે જાણે છે છતાં અમોને નાહક હેરાન કરી ખર્ચમાં ઉતારવા અમારા ઉપર જાણી બુઝીને ખોટી ફરિયાદ કરી છે, તેથી અમારા ઉપર કેસ કાઢી નાંખી ક્રી. પ્રો. કોડ કલમ ૨૫૦ મુજબ ફરિયાદીનો અમારા ઉપરનો કેસ જાણી બુઝીને ખોટો કરેલો છે તેમ ઠરાવી કમ્પેનસેશન અપાવવા મે. કરશો. તા. ૯–૧–૩૦

**શ્રી. કકલભાઇ કોઠારી પર નામ. કોર્ટે કાઢી નાખેલી નોટીસ આ જવાબ ઉપરથી ડીસ્ચાર્જ કરી હતી.**

### હુકમ

ફરીયાદમાં જણાવવામાં આવ્યું છે કે નાં. ૨ પ્રીન્ટર–મુદ્રક છે. પરંતુ મને એ વાત બરોબર લાગતી નથી. ઉપરોક્ત લેખ છાપવા સિવાય નાં. ૨ જાએ કયો ચોક્કસ પ્રકારનો ભાગ લીધો એ પણ ફરિયાદમાં સ્પષ્ટતાથી જણાવાયું નથી. આથી નાં. ૨ જા સામે કામ ચલાવવાના પૂરતાં કારણો જણાતાં નથી. તેથી ક્રી. પ્રો. કો. કલમ ૨૦૩ પ્રમાણે નાં. ૨ સામેની ફરિયાદ કાઢી નાંખવામાં આવે છે. આરોપી નાં. ૨જાએ માગેલું વળતર તો તેને મળી શકતું નથી કારણ કે આ ફરિયાદ ક્રી. પ્રો. કો.ની કલમ ૨૦૩ પ્રમાણે કાઢી નાંખવામાં આવી છે.

તા. ૯–૪–૩૦

(સહી) સી. એન. જોશી
સીટી માજીસ્ટ્રેટ અમદાવાદ

## તહોમતદાર નં. ૩નો જવાબ

**અમદાવાદના મહેરબાન સીટી ફ. ક. માજીસ્ટ્રેટ સાહેબની ફોજદારી કોર્ટમાં**

**ફો. કેસ. નં. ૬૪ સને ૧૯૨૯–૩૦**

**ફરીયાદી**........મહંતશ્રી ગોવર્ધનદાસજી ગણુપતદાસજી રે. વડનગર.

**વિરૂદ્ધ**

**તહોમતદાર**......નં. ૩ નંદલાલ દામોદરદાસ રે. અમદાવાદ.

**ઈ. પી. કો. કલમ ૫૦૦. ૫૦૧**

**આ કામમાં અમો તો. નં. ૩ નંદલાલનો નામદાર કોરટે કાઢેલ નોટીસનો નીચે પ્રમાણે જવાબ:**

૧. સૌરાષ્ટ્ર પેપરમાં ફરીયાદીએ જણુાવેલ બદનક્ષીવાળા લખાણુની પ્રસીદ્ધી બાબતમાં અમો કાંઇ જાણુતા નથી. અમોએ તે લેખ વાંચ્યો નથી તેમ પ્રસીદ્ધ કર્યો નથી તેમ છાપ્યો નથી. તેમ સદરહુ લેખ અમે લખ્યો નથી.

૨. ફરીયાદી સદરહુ લેખ અમોએ પબ્લીશ કર્યાનું લખે છે તે તદન ખોટું છે. અમોએ તે લેખ પબ્લીશ કર્યો નથી તેમ નં. ૧ ના ને આ લેખ લખવા અગર છાપવા વીગેરેના કોઇ કામ માટે અમોએ મદદ કરી નથી.

૩. અમદાવાદમાં ટાઇમ્સ, ક્રોનીકલ, સૌરાષ્ટ્ર, મુંબઇ સમાચાર વીગેરે પેપરો હંમેશના હંમેશ વેચવાની અમારી દુકાન છે અને સૌરાષ્ટ્ર વીગેરે પેપરો જે પ્રેસમાંથી લેબલવાલા આવે છે તેના સીલ તોડી અમો વાંચી શકતા નથી તેમ તમામ પેપરો હંમેશા વાંચવા અમોને વખત પણુ હોતો નથી. સદરહુ પેપરોમાં શું લખાણુ છે તેની અમોને માહેતી હોતી નથી. અમો ફક્ત ધંધા તરીકે પેપરો વેચવાનું કામ કરીએ છીએ એટલે અમોએ કોઇ રીતે ગુન્હાહીત કૃત્ય કર્યું નથી તેમ ઠરાવી અમારા સામી નીકલેલ નોટીસ રદ કરી ક્રી. પ્રો. કોડ. ક. ૨૫૦ મુજબ કંપનસેશન અપાવવા મહેરબાની કરશો. તા.

**શ્રી. નંદલાલ પર નામ૦ કોર્ટે કાઢેલી નોટીસ તેના આ જવાબ ઉપરથી કોરટે કેસ ડીસ્ચાર્જ કરી કાઢી નાંખ્યો છે.**

## શ્રી. અમૃતલાલ શેઠનો જવાબ

**અમદાવાદના મહેરબાન સીટી ફ. ક. માજીસ્ટ્રેટ સાહેબની ફો. કોર્ટમાં**

**ફોજદારી કેસ નં. ૬૪ સને ૧૯૨૯–૩૦**

**ફરીયાદી**......મહંત **શ્રી ગોવર્ધનદાસજી** ગણુપતદાસજી રે. વડનગર

**વિરૂદ્ધ**

**તહોમતદાર......નં. ૧ અમૃતલાલ દલપતભાઇ શેઠ વગેરે**

**ગુન્હો ઈ. પી. કો. કલમ ૫૦૦, ૫૦૧ મુજબ**

આ કામમાં ફરીયાદીની ફરીયાદ અરજી ઉપરથી નામદાર કોર્ટે અમો તો. નં. ૧ ઉપર પ્રોસેસ કેમ ન કહાડવો તેનું કારણુ બતાવવા કહાડેલી નોટીસનો જવાબ નીચે પ્રમાણે આપીએ છીએ.

૧. ફરીયાદીની ફરીયાદ અરજી તદન ખોટી અને મનસ્વી રીતે કલ્પી કાઢેલી છે અમોએ કાંઇ ગુન્હો કર્યો નથી અને તદન નિર્દોષ છીએ.

૨. અમો તો નં. ૧ સૌરાષ્ટ્ર પેપરના માલીક હોવાનું ફરીયાદી જણાવે છે તે તદન ખોટું છે તેના માલીક સૌરાષ્ટ્ર લીમીટેડ એન્ડ રીડયુસડ છે અને અમે તો પ્રીન્ટર, પબ્લીશર અને એડીટર છીએ.

૩. ફરીયાદી એક સાર્વજનિક સંસ્થાનો કાર્યવાહક છે અને સંસ્થાના કાર્યવાહક તરીકેના તેના કામકાજ અને ફરજો ઉપર જનસમાજના હીતની ખાતર તેના તે કામકાજમાં દેખાતા ગુણદોષ ઉપર શુદ્ધ દાનતથી ટીકા કરીએ તેથી, ઇ. પી. કો. કલમ ૪૯૯ના અપવાદ નવ પ્રમાણે અમોને હક છે.

૪. ફરીયાદી જે તા ૨૯–૬–૨૯ના લેખમાં બદનક્ષીભર્યું લખાણ જણાવે છે તે તેમને પોતાને ઉદ્દેશાએલું નથી. તેમ તે તેમને લાગુ પડતું નથી પરંતુ એક કલાસને લાગુ પડતું હોવાથી મહંતની આ ફરીયાદ ચાલી શકતી નથી. વલી લીલા એ શબ્દ કોઇ પણ રીતે બદનક્ષી ભર્યો ગણી શકાય એમ નથી, અને તે શબ્દથી ફરીયાદીની કાંઇ બદનક્ષી થયેલી નથી.

૫ ફરીયાદ અરજીમાં ફરીયાદીએ ઇરાદા પુર્વક અમુક શબ્દો ખોટા લખેલા છે ફરીયાદ પેરાગ્રાફ ૨. માં ધર્મને નામે ધુતી ખાનારાને કોઇ પણ શખસે નીભાવી લેવા જોઇએ નહીં તેમ લખેલ છે તે તદન ખોટું છે. અમારા તા. ૨૯–૬–૨૯ ના લેખમાં અમોએ તો એમ લખેલ છે કે કોઇ પણ સરકારે નીભાવી લેવા જોઇએ નહીં એટલે કે શ્રીમંત સરકારની આ મહંત ઉપર કાયદેસર સત્તા હોવાથી તેઓને અમોએ એક અરજ રૂપે આ લેખથી સુચના કરી છે તેથી ઇ. પી. કો. કલમ ૪૯૯ના અપવાદ ૮ પ્રમાણે આ લેખથી બદનક્ષી થતી નથી.

૬ અમારા તા. ૨૯–૬–૨૯ ના લેખમાં લખ્યા મુજબની જે અનીષ્ટ વાતો નામદાર દીવાન સાબહેના કાન સુધી લોકોએ પહોંચાડયાનું કહેવામાં આવે છે તે તા. ૨૦–૩–૨૯ની તારીખની વડનગરના એક પ્રજાજન ચંદુલાલ ચુનીલાલ પરીખની છાપેલી અરજી આ સાથે આંક ૧ થી રજુ કરૂં છું. જે વાંચવાથી નામદાર કોર્ટની ખાતરી થશે કે વડનગરની પ્રજામાં આ ફરીયાદની બાબતમાં અનેક અનિષ્ટ વાતો ચાલી રહી હતી અને અમોએ જે લખાણ કર્યું છે તે બીલકુલ પ્રજાના હીત માટે કરેલું હતું.

૭ મહંતશ્રીએ આશ્રમના સંવત ૧૯૭૯થી ૧૯૮૨ સુધીની સાલના ત્રણ રીપોર્ટ બહાર પાડયા છે તે વાંચવાથી પણ એક નીસપક્ષપાતી મનુષ્યને જણાઇ આવે તેમ છે કે મહંતશ્રીએ આ જાહેર સંસ્થાને નામે ફક્ત પોતાનુ શ્રેય સાચવી પઇસાનો પોતાની મરજી પ્રમાણે વ્યય કરવાના હેતુથી આ આશ્રમ ચલાવ્યો છે. સદરહુ ત્રણે રીપોર્ટ આ સાથે આંક ૨, ૩, ૪ ની નીસાનીથી સામેલ છે. સદરહુ રીપોર્ટના પાના ૫માં જણાવેલું છે, કે નામદાર ગાયકવાડ સરકાર તરફથી મહંતશ્રીને આ આશ્રમ સાર્વજનિક સંસ્થા તરીકે આપવામાં આવેલ છે અને તેઓને પોતાને ફક્ત વહીવટ કરનાર તરીકે નીમવામાં આવેલ છે. આ હકીકત મહંતશ્રી સારી રીતે જાણતા હોવા છતાં જાણી બુજીને સાર્વજનીક આશ્રમની મીલકત પચાવી પાડવાના હેતુથી તેમની તા. ૧૨–૨–૨૯ ની વીસનગર મહાલ ફોજદારી ન્યાયાધીશી વર્ગ ૧ની કોર્ટમાં

ગ્રુ. મુ, નં. ૩૮૨/૮૫ના કામમાં થએલ જુબાની આંક ૫ માં આ સંસ્થના પોતે માલીક છે એમ જણાવેલ છે. જેથી તેઓની શુદ્ધ દાનત વીષે શંકા પેદા થયા વીના રહેતી નથી.

## સંવત ૧૯૭૯–૮૦ની સાલ

૮. આશ્રમનો સંવત ૧૯૭૯–૮૦ નો રીપોર્ટ આંક ૨ વાલો પાને ૪૭ થી ૪૯ જોવાથી જણાય છે કે, સદરહુ સાલમાં આશ્રમમાં ચોખા, ઘઉં, મગ, વીગેરે અનાજ કુલ મણ ૩૭૩ જેટલું ધરમાદા મળેલું છે. આ સાલની અંદર સરાસરી છોકરાઓની હાજરી ૩૫ની જણાય છે ને વીદ્યાર્થીઓની એવરેજ ઉંમર વરસ ૧૧ ની છે. આંક ૫ વાલી મહંતની જુબાનીમાં જણાવ્યા પ્રમાણે દર વરસે બે માસ આશ્રમના વીદ્યાર્થીઓને ભીક્ષાવતાં માટે બહારગામ લઇ જવાના હોઇ આશ્રમમાં દસ માસ વીદ્યાર્થીઓને રહેવાનું હોવાથી દસ માસમાં આટલા વીદ્યાર્થીઓ માટે સરાસરી હંમેશનું એક બાળક માટે એક શેર પ્રમાણે અનાજ ગણતાં કુલ ૨૬૦ મણ અનાજ આ વરસમાં વપરાવું જોઇએ એટલે કે ૧૧૩ મણ અનાજ પુરાંત પડી રહેવું જોઇએ તેને બદલે મહંતશ્રી રૂ. ૧૫૯૭–૪–૩ નું અનાજ વેચાતું લીધું જણાવે છે તે કોઇ પણ માણસને શંકા આવ્યા વગર રહે તેવું નથી; વલી મહંતશ્રી આખા રીપોર્ટમાં કોઇ ઠેકાણે આ ખરીદેલા અનાજની વીગતવાર તપસીલ પણ આપતા નથી એટલે શંકા દ્દઢ બને તે સ્વાભાવીક જ છે.

૯. તેજ પ્રમાણે મહંતશ્રી આશ્રમના નોકરોના પગારખાતે દર વરસે આશરે રૂ. ૧૬૦૦. થી ૧૭૦૦નું ખર્ચ બતાવે છે તેમાં કયા કયા નોકરોના, શા દરથી પગાર અપાય છે તેવું પણ કંઇ બતાવવામાં આવતું નથી. આવી સંસ્થામાં સ્વભાવીક રીતે રસોઇઓ એક રૂ. ૧૫ નો તથા બે કામ કરનારનો કર દરેક રૂપીઆ દસના માસીક પગારથી ગણીએ તો પણ વાર્ષીક રૂા. ૪૨૦નો ખર્ચ આવે આને બદલે રૂ. ૧૭૦૦ જેવી મોટી રકમનો ખર્ચ લખવામાં આવે અને તેમાં પણ કોઇ જાતની તપસીલ બતાવવામાં ના આવે તે જન સમાજને શંકા વાલું લાગે એ સ્વભાવીક છે.

૧ વલી રીપોર્ટમાં પ્રથમ રકમ રૂા. ૧૫૮૭–૪–૦ની પાટીદાર બોર્ડીંગને આપવા ઉધારેલી જણાય છે જ્યારે રીપોર્ટના પાના ૬ ઉપરથી જણાય છે કે પાટીદાર બોર્ડીંગને ફક્ત રૂા. ૧૨૦૦ આપવા શ્રીમંત સરકારે ઠરાવેલા છેઃ છતાં આવી રૂા. ૩૮૭–૪–૦ની વધારે રકમ ખર્ચમાં બતાવેલી છે તે પણ ઉપરની શંકાને દઢ બનાવે છે.

૧૧. આ રીપોર્ટના બીજા પાના ઉપર જણાવવામાં આવેલ છે કે તા. ૨૩–૩–૨૩ પહેલાં આશ્રમના વિદ્યાર્થીઓ માટે રૂા. ૩૦૦ના ખરચે વાસણો. ગોદડાં, ફરનીચર તથા સ્ટેશનરી ખરીદવામાં આવેલ છે છતાં ત્યાર પછી છ આઠ મહીનામાં જ મહંત શ્રી ગાદલાં ગોદડાં માટે રૂ. ૧૪૩૦–૫–૬ તથા ફરનીચરના રૂા. ૯૧૮–૭–૦ અને વાસણના રૂા. ૫૧૫–૮–૦ મળી કુલ રૂા. ૨૮૬૩–૦–૦ ખર્ચ બતાવેલ છે. આવી રીતે આવી નાની સંસ્થામાં એ સાલમાં રૂા. ૬૦૦૦નું ફરનીચર વગેરે લેવાય તે માનવા જેવું જણાતું નથી અને ફક્ત શંકા જ ઉત્પન્ન કરે છે.

૧૨. આ ઉપરાંત બીજી રીતે પણ મુસાફરી વિગેરે ખર્ચમાં રૂા. ૨૫૦૦ જેટલી મોટી રકમનું ખર્ચ બતાવેલ છે પરંતુ તેમાં કોઇ જાતની તપસીલ બતાવવામાં આવતી નથી જેથી સમાજને શંકા ઉભી થયા વિના રહેતી નથી.

## સંવત ૧૯૮૦–૮૧ ની સાલ

૧૩. સંવત ૧૯૮૦–૮૧ની સાલમાં પણ અનાજ મણ ૨૮૫ ધર્માદા આવ્યાનું રીપોર્ટના પાના ૫૨ થી ૫૪ ઉપરથી જણાય છે. આ સાલમાં પણ છોકરાની સરેરાશ સંખ્યા ૩૯ની છે અને સરેરાશ ઉમર ૧૧ વરસની છે એટલે હમેશ દરેક છોકરાને એક શેર અનાજ જોઇએ એમ માનીએ તો આખા વર્ષના દસ માસમાં કુલ અનાજ ૨૯૦ મણ જોઇએ, એટલે કે ધર્માદા આવેલ અનાજ ઉપરાંત દસથી વીસ મણ અનાજ લેવું પડે તેને બદલે મહંતશ્રીએ રૂા. ૩૬૬–૬–૦ અનાજનું ખર્ચ બતાવેલ છે તે પણ શંકા ઉપજાવનારૂં છે.

૧૪. આ સાલમાં આગલી સાલના રીપોર્ટ છપામણી ખર્ચના રૂા. ૪૦૭–૦–૦ બતાવવામાં આવેલા છે, રીપોર્ટ ૮૨ પેઇજનો રોયલ ૮ પેજી સાઇઝનો હોવાથી પ્રેસના ભાવ જોતાં છપાઇ ટાઇટલ બ્લોક તથા બંધામણી વીગેરે સહીત બે હજાર કોપી કઢાવેલી હોવાથી વધારેમાં વધારે તેમાં રૂા. ૨૪૦–૦–૦નું ખર્ચ થાય તેમ અમો પ્રેસમાં ધંધો કરતા હોવાથી ખાતરી પુર્વક માનીએ છીએ છતાં મહંત શ્રી. રૂા. ૧૭૦–૦–૦ જેટલી વધારે રકમનું તે ખાતે ખર્ચ બતાવે છે તેથી પણ શંકા ઉતપન થયા વીના રહેતી નથી.

## સંવત ૧૯૮૧–૮૨ ની સાલ

૧૫. આ સાલમાં પણ રીપોર્ટ પાને ૩૭ થી ૩૮ પ્રમાણે કુલ અનાજ ૨૨૯ મણ જેટલું ધરમાદા આવેલું છે અને છોકરાઓની એવરેજ સંખ્યા ૪૩ની છે તેમ ઉંમર ૧૧ વરસની છે તે જોતાં હંમેશનાં છોકરાં દીઠ એક શેરના અનાજના હીસાબે દસ માસ વીસ દીવસના કુલ ૩૪૨ મણ અનાજ જોઇએ : આ વરસનો રીપોર્ટ એપ્રીલ આખર સુધીનો કરેલો હોવાથી વીસ દીવસ વધારે ગણવામાં આવ્યા છે: એટલે આગલી સાલોમાં જે વધારાનું અનાજ છે તે લગભગ પુરૂં થઇ રહે છતાં પણ કદાચ ૧૦૦. મણ અનાજ લેવું પડે એમ માનીને અને દર મણનો એવરેજ ભાવ રૂા ૩–૮–૦ ગણીએ તો રૂા ૩૫૦. ખર્ચ થાય તેને બદલે રૂા. ૭૬૮–૦–૦નો ખર્ચ મહંતશ્રીએ બતાવ્યો છે તે પણ શંકા ઉતપન કરનાર જણાય છે

૧૬. આવી જ રીતે ગોળ, ખાંડ, માટે રૂા. ૨૨૮નો ખર્ચ બતાવેલ છે તેમાં પણ શંકા થયા વીના રહેતી નથી. વળી સાલ ખાતાની બાકી સીલીક ગઇ સાલ રીપોર્ટમાં રૂા. ૧–૧૦–૩ બતાવેલી છે તે સીલીક આ સાલના રીપોર્ટમાં બીલકુલ જમા આપવામાં આવી જણાતી નથી.

૧૭. આ સાલમાં ઉપજ કરતાં ખર્ચ વધારે બતાવી રૂા. ૮૦૦–૦–૦ મહંતશ્રીના પોતાના નામથી જમા કરી બે બાજુ સરખા કરવામાં આવેલી છે. મહંતશ્રી પોતે આશ્રમના વહીવટ સીવાય બીજો કસો ધંધો કરતા હોવાનો ઉલ્લેખ રીપોર્ટમાં જન સમાજને જણાવતા નથી તેથી કુદરતી રીતે આ રકમ આશ્રમની જ હોવા છતાં પોતાને નામે જમા કર્યાનું અનુમાન થાય તે દેખીતું છે.

૧૮ આ ઉપરાંત મહંતશ્રીની આંક ૫ વાળી જુબાની ઉપરથી જણાય છે કે મહંતશ્રીની ઓરત બાઇ જમનાબાઇને આ આશ્રમમાંથી માસીક રૂ. ૫૦નો પગાર આપે છે. આંક ૨, ૩, ૪, વાળા રીપોર્ટોના પાના બેમાં મહંતશ્રીએ નોકરો વીગેરેની જે હકીકતો લખી છે તેમાં એકે ઠેકાણે આવી રીતે કોઇ વખત સેક્રેટરી રાખ્યાનું જણાવેલ નથી એટલે આ ઉપરથી સમાજને ચોકખું જણાઇ આવે એમ છે કે તેમની ઓરત કે જે પુરૂ સહી કરી જાણતાં નથી તેમને

ફક્ત એક મંત્રી અને સેક્રેટરીનો મોટો ઇલકાબ આપી માસીક રૂ. ૫૦નો પગાર આશ્રમમાંથી આપવા માંગે છે અને તે હકીકતથી દાન આપનારાઓને તદ્દન અજ્ઞાન રાખવા ખાતર ઇરાદા પુર્વક સદરહુ હકીકત રીપોર્ટમાં પણ બતાવવામાં આવતી નથી. એટલું જ નહીં પરંતુ મહંતશ્રી પોતે જુબાનીમાં જણાવે છે કે ગાડી ઘોડો તેમની ઓરત બાઇ જમનાબાઇના છે. અને તે તેમના પગારમાંથી તેઓ નીભાવે છે. જ્યારે આંક ૩ વાલા રીપોર્ટના પાના ૭૧ ૭૪ વાલા સરટીફીકેટો તથા આશ્રમના માજી નોકર માણેકલાલ પુરસોતમની આંક ૧૦ વાલી જુબાની ઉપરથી જણાય છે કે ગાડી ઘોડો આશ્રમની જ માલીકીના છે અને તે આશ્રમનાજ ખરચે રખાતા હતા છતાં આશ્રમની તે મીલકત પોતાની બાઇરીની કહી પચાવી પાડવાનો હેતુ જણાય છે. આ બાઇરીને મહંતશ્રી એક બાજુથી માસીક રૂ. ૫૦નો પગાર આપે છે અને બીજી બાજુથી સદરહુ બાઇરી એક નાટક કંપની કાઢે છે અને તે નાટક કંપનીના કેટલાક દેવાની રકમ પણ મહંતશ્રી ચુકવે છે. આ વાત આંક ૬, ૭ થી જણાશે.

૧૯ આંક ૫ વાલી જુબાનીમાં મહંતશ્રી પોતે જણાવે છે કે આશ્રમને દેવું છે તેનું નામું તેઓ રાખતા નથી. આ ઉપરથી સ્પષ્ટ રીતે જણાઇ આવે છે કે આંક ૨ થી ૪ વાલા રીપોર્ટ જે મહંતશ્રીએ બહાર પાડેલા છે તે ફક્ત અડસટાથી અને પોતાના મોઢા પ્રમાણેના આંકડા ઉપરથી બહાર પાડેલા છે અને તેથી કરીને ઉપરના પેરા ૧ થી ૧૮માં જણાવેલ શંકાઓ વધારે દ્રઢ બને છે.

૨૦ આ ઉપરાંત ફરીયાદી પોતે આશ્રમના પૈસાનો ગેરઉપયોગ કરે જાય છે એવી અનેક અફવાઓ વડનગરની પ્રજામાં ચાલતી અને તેને લીધે દઇનીક પ્રભાત આંક ૧ અ વીગેરે કેટલાંક વર્તમાન પત્રોમાં પણ મહંતશ્રી ઉપર તેવી મતલબના વર્તન માટે ટીકા આવતી તેમ જ બીજી રીતે પણ એવી વાતો જાણવા મળતી એટલું જ નહીં પરંતુ અમુક ખુલ્લા પત્રો પણ પ્રજા તરફથી મહંતને લખેલા જેમાંનો સંવત ૧૯૮૦ નરસિંહ જયંતી શનીવાર વાળો ખુલ્લો પત્ર વડનગર સ્વયંસેવક સમાજ તરફથી લખાએલો આ સાથે આંક ૮ તથા ૯ થી રજુ કરૂં છું. સદરહુ લેખ ઉપરથી પણ ચોખ્ખે ચોખ્ખું જણાઇ આવે છે કે સંવત ૧૯૮૦ની સાલમાં જ મહંતશ્રી આશ્રમના પઇસાનો બદવ્યય કરે છે તથા અનેક જાતની બીજી અનીષ્ટ વાતો તેમના સબંધમાં સંભળાતી હોવાથી વડનગરની પ્રજાએ ખુલ્લો પત્ર લખેલો અને એવા ખુલ્લા પત્રની જાણ થવા છતાં પણ મહંતશ્રીએ આશરે પાંચ છ વરસ સુધીમાં તેનો જવાબ સરખો પણ છાપાદ્વારા અગર કોઇ બીજી રીતે આપવા દરકાર કરી નથી. આવી સાર્વજનીક સંસ્થાના વહીવટ કરનાર આવા ઉઘાડા આક્ષેપોનો પાંચ પાંચ વરસ સુધી બીલકુલ જવાબ ન દે તથા વાર્ષીક રીપોર્ટો પણ હીસાબી રીત પ્રમાણે તદ્દન નાપાયાદાર બહાર પાડે અને ઉપરના પારા ૮ થી ૧૭માં બતાવ્યા મુજબ ખોટાં ખરચો બતાવવામાં આવે તો તેવા પ્રસંગે સામાન્ય માણસને મહંતશ્રીના વહીવટ વીશે શંકા રહે તે તદ્દન સ્વભાવીક જ છે અને એવી સ્થીતીમાં જન સમાજના હીત માટે સમાજને ચેતવણી રૂપે કંઇ લખવામાં આવ્યું હોય તો તેથી ફરીયાદીની કંઇ બદનક્ષી થતી નથી. દઇનીક પ્રભાતની નકલ આંક ૧ અ થી આ લખત સામેલ છે.

૨૧ વિશેષમાં અમારા તા. ૧૩–૭–૨૯ ૨૭–૭–૨૯ તથા ૧૭–૮–૨૯ વાળા લેખમાં કંઇ બદનક્ષી ભરેલું લખાણ નથી એટલું જ નહીં પરંતુ તા. ૧૭–૮–૨૯ વાળા લેખમાં તો

અમોને ફરીયાદીએ પોતાના ચોપડા વીગેરે બતાવી ખાત્રી કરી આપવાનું આમંત્રણ આપ્યાની વાત પણ અમોએ ચોકખે ચોકખી રીતે સમાજ આગળ રજુ કરી દીધી છે.

૨૨ ફરીયાદી અને અમો તહોમતદારને કોઇ જાતની અંગત ઓળખાણ નહોતી અને છે પણ નહીં એટલે કોઇ પણ જાતની અદાવત અમોને હોઇ શકે નહીં તેથી તમામ લેખોની હકીકત શુદ્ધ બુદ્ધીથી જાહેર સમાજના હીતની ખાતર અમોએ લખી પ્રસિદ્ધ કરેલી છે જેથી કલમ ૪૯૯ના અપવાદ ૩ તથા ૧૦ પ્રમાણે આ ફરીયાદીની ફરીયાદ રદ થવાને પત્ર છે.

ઉપરની તમામ હકીકત ધ્યાનમાં લઇ ફરીયાદીની ફરીયાદ અરજી કાઢી નાંખી નોટીસ ડીસચાર્જ કરવા મહેરબાની કરશો.

(સહી) અમૃતલાલ દલપતભાઇ શેઠ

## મહંતનો લેખી ખુલાસો

અમદાવાદના ફે. ફ. કલાસ માજી. સાહેબની કોર્ટમાં
ફરીઆદી મહંત ગોવર્ધનદાસજી ગણપત રે. વડનગર

વિરૂદ્ધ

તહોમતદાર–અમૃતલાલ દલપતભાઇ શેઠ સૌરાષ્ટ્ર પેપરના અધિપતિ પ્રકાશક વગેરે
ઇ. પી. કો. ક. ૫૦૦, ૫૦૧

આ કામમાં તો.દાર અમૃતલાલ દલપતભાઇ શેઠ ઉપર અમોએ તેમના ઉપર ઇ. પી. કો. ક. ૫૦૦ તથા ૫૦૧ મુજબ કરેલ ફરીઆદમાં આપ સાહેબે નોટીસ કાઢેલી તેમાં જે જવાબ આપેલો છે. તેમાં અમારો ખુલાસો નીચે મુજબનો છે.

૧. તો.દાર શેઠ અમૃતલાલ દલપતભાઇ તેમના જવાબમાં પેરા ૪ માં જણાવે છે કે ફરીઆદી તા. ૨૯–૬–૨૯ના લેખમાં બદનક્ષી ભર્યું લખાણ જણાવે છે તે તેમને પોતાને ઉદેશાએલું નથી તેમ તે તેમને લાગું પડતું નથી પરંતુ એક કલાસને લાગુ પડે છે આ હકીકત ખરી નથી. તા. ૨૯–૬–૨૯નો લેખ વાંચવાથી જણાઇ આવે છે કે તે લેખ અમો ફરીઆદીને ઉદેશીને લખેલ છે. તેઓ જણાવે છે કે લીલા એ શબ્દ કોઇપણ રીતે બદનક્ષી ભર્યો ગણી શકાય એમ નથી, એ તે શબ્દથી ફરીઆદીની કંઇપણ બદનક્ષી થયેલ નથી એ હકીકત ખરી નથી. તા. ૨૯–૬–૨૯ના લેખમાં આ 'મહંતની લીલા'એ શબ્દો વાપરેલ છે અને તે બદનક્ષી ભરેલા છે તા. ૨૯–૬–૨૯ના રોજના લેખમાં તો ઘરે કેટલાક માણસોનાં નામ મહંતની લીલાથી વાકેફ હોવાનું કહે છે તે પૈકીના ગોવીંદભાઇ તથા મણીભાઇ તુલસીદાસ વગેરેના પ્રમાણપત્રો આ સાથે રજું કરૂં છું તે ઉપરથી જણાશે કે અમોને ખોટી રીતે તે, બેઆબરૂ કરવા તથા આશ્રમને તોડી પાડવા સારૂ આ લેખ વગેરે લેખો લખેલ છે.

૨ તો.દારના જવાબના પેરા ૫માં જે હકીકત જણાવી છે તે ખોટી છે અમોએ ફરીઆદ અરજીમાં, "કોઇપણ સરકારે નીભાવી લેવી જોઇએ નહીં" એ શબ્દો લખેલા છે.

૩ તો.દારે તેના જવાબના પેરા ૭–૮–૯–૧૦–૧૧–૧૨–૧૩–૧૪–૧૫–૧૬–૧૭માં અનાથ આશ્રમના આવક ખર્ચના હિસાબ રિપોર્ટ ઉપરથી આવક ખર્ચ વગેરેના ખોટા અનુમાનો કરેલા છે તે રિપોર્ટ વાંચવાથી આપ સાહેબને સહજ જણાઇ આવે તેમ છે.

વિદ્યાર્થીઓની તથા નોકરોની સંખ્યાનો તથા માલની આવક તથા ખપત પ્રત્યેક વરસે કેટલી છે તેનો કંઇપણ ખ્યાલ કર્યા વગર તો.દારે જે અનુમાનો કરેલાં છે તે પાયા વગરનાં છે. અને તો.દારે બીજી કંઇપણ તપાસ કર્યા વગર જે આક્ષેપો કરેલા છે તે અમારી આબરૂને તથા અમારી સંસ્થાને નુકશાની કરવાના બદ ઇરાદાથી કરેલા છે.

૪ તો.દાર તેના જવાબ પેરા ૯માં જણાવે છે કે નામદાર ગાયકવાડ સરકાર તરફથી મહંતશ્રીને આ આશ્રમ સાર્વજનીક સંસ્થા વહીવટ કરવા તરીકે આપવામાં આવેલ છે તે હકીકત ખરી નથી, અનાથ આશ્રમનું મકાન અમારૂં પોતાનું માલિકી કબજા ભોગવટાનું છે ને તેની સણંદો વગેરે આ સાથે રજુ કરીએ છીએ. તેથી આપ સાહેબને ખાત્રી થશે. વળી આ આશ્રમમાં કંઇપણ રીતે સરકારી મદદ મળતી નથી તેથી અમો હિસાબ રજુ કરવા બંધાએલા નથી, પરંતુ અમો અનાથ આશ્રમના નિભાવ સારૂં ઉઘરાણું કરીએ છીએ તેમને પહોંચ્યો આપી ઉઘરાણું કરીએ છીએ તેમની જાણ ખાતર આવક ખર્ચનો હિસાબ વિગેરેના રિપોર્ટો વિગેરે છપાવેલાં છે. આશ્રમનો આવક ખર્ચનો હિસાબ પણ અમોએ આજદીન સુધી ચોકસ રીતે રાખેલ છે તે પણ કડી પ્રાંત સુબા નાટકરાણી સાહેબે પુરતી રીતે તપાસી અમોને સર્ટીફીકેટ આપેલ છે તે ઉપરથી જણાશે કે અમોએ કોઇપણ જાતની ગેરવ્યવસ્થા બીલકુલ કરેલ નથી. અમો ગમે તે માણસોને હિસાબ આપવા બંધાએલા નથી પરંતુ જે લોકો અમોને નાણાંની મદદ કરતા હોય તેમને અમોએ આ કામનો હિસાબ બતાવવા કદી ના પાડેલ નથી. અમો તો.દારને હિસાબ વગેરે ચોપડા લઇ બતાવવા ગએલ છતાં તો.દારે તેમના કરેલ લખાણો પાછા ખેંચી લેવા અગર તે બાબત જાહેરમાં ખુલાસો કરવા કાંઇપણ પ્રયાસ કરેલો નથી તેથી મારે આ ફરીઆદ કરવી પડી છે.

૫. તો.દારે તેના જવાબના પેરા ૧૮માં જે હકીકત જણાવી છે તે તદન ખોટી ને બનાવટી છે. આ માટે અમોએ ભગવાનદાસ નરસીંહદાસ ઉપર કરેલ બદનક્ષીની ફરીઆદમાં ધી. વિ. સા. ફો. ન્યાયાધિસી વર્ગ ૧ એ જે ચુકાદો આપેલ છે તે આ સાથે રજુ કરૂં છું. તેમાં ખાસ જણાવેલ છે કે,ની. ૨૬ કહે છે કે આશ્રમને અંગે ગાડી ઘોડો રખાય છે, પણ તેનો ખર્ચ કોણ આપે છે તેની ખબર નથી. જ્યારે ની. ૧૧થી સ્પષ્ટ નીકળે છે કે તેનો ખર્ચ બાઇ જમનાબાઇ આપે છે. એટલે આશ્રમના અંગે ગાડીઘોડો રખાય છે તેમ કહી શકાય તેમ નથી. બાઇ જમનાબાઇ જો કે ફરીઆદીની ઓરત છે તો પણ તેને જે દર મહીને પગાર રૂા. ૫૦)નો પગાર અપાય છે તે બાળકની ધાત્રી તરીકે અને આશ્રમની સેક્રેટરી તરીકે અપાય છે એમ ની. ૧૧થી નીકળે છે એટલે તેનો અપાતો પગાર એ આશ્રમના પૈસાનો દુરઉપયોગ કિંવા સ્વકીય વિલાસ અર્થે ઉપયોગ છે એમ કહી શકાય નહીં.

૬. તો.દારે તેના જવાબના પેરા ૧૭માં જણાવેલ હકીકત ખરી નથી, અમો કબીરપંથ વર્ગના મહંત છીએ ને ઉપદેશકનો ધંધો કરીએ છીએ ને અમારે ગુજરાતના ઘણાં ગામોમાં સેવકો છે ને તેમની તરફથી અમને ભેટો વગેરે થઇને વાર્ષીક આવક આશરે રૂા. ૧૨૦૦)થી ૧૫૦૦) સુધીની છે.

૭. તો.દારે તેના જવાબના પેરા ૧૯માં હકીકત જણાવી છે તે તદન ખોટી ને ગેરસમજુતી ફેલાવનારી છે. અમોએ અમારી જુબાનીમાં "આશ્રમને દેવું છે તેનું નામું તેઓ રાખતા નથી" એવું બીલકુલ કહેલ નથી.

૮. તો.દારે તેના જવાબના પેરા ૨૦માં જણાવેલ હકીકત ખરી નથી. પ્રભાત પત્રે તા. ૬ ઓગસ્ટ ૧૯૨૫ના રોજનો લેખ "જાહેર પ્રજાને ચેતવણીનો છે" બદનક્ષી ભરેલો લખેલો પરંતુ ત્યાર બાદ તેજ પત્રે તે લેખનો ખુલાસો તા, ૮ ઓગસ્ટ ૧૯૨૫ના રોજ કરેલ છે તે આ સાથે રજુ કરીએ છીએ. વળી અમોએ ખુલ્લાં પત્રના લખનાર અલક્ષ્ય જ્યોતિને નામે લખનાર પરીખ ચંદુલાલ ચુનીલાલ ઉપર તા. ૧-૧-૨૯ના રોજ બદનક્ષી ફરીઆદ કરેલ છે. પરંતુ તે પરરાજ્યમાં હોવાથી તેના ઉપરની ફરીઆદ (પેન્ડીંગ) રાખેલ છે. ઉપરના છાપાનું લખાણ અંગત દ્વેષ તથા પાર્ટીસ્પીરીટને લઇને કરવામાં આવેલ છે તે મુકરજી સાહેબ તથા બીજાઓના સર્ટીફીકેટો ઉપરથી સાબીત થાય છે.

ઉપર મુજબનો અમારો તહોમતદારના જવાબનો ખુલાસો છે તો તહોમતદાર ઉપર પ્રોસેસ કાઢી આ કામ આગળ ચલાવવા મહેરબાની કરશો એજ તા. ૨૮-૧-૩૦

મહંતશ્રી ગોવર્ધનદાસ ગણુપતદાસ સહી દા. પોતે

## શ્રી અમૃતલાલ શેઠનો તથા મહંતનો ઉપર પ્રમાણે જવાબ દાખલ થયા પછી નામ. કોર્ટે નીચે પ્રમાણે હુકમ કર્યો હતો.

### ઓર્ડર

ધ. પી. કો. કલમ ૫૦૦ પ્રમાણે આરોપી અમૃતલાલ સામે પ્રોસેસ કાઢવી.

રૂા. ૧૦૦૦નું જામીન વોરંટ

તારીખો ૧૧-૧૨ ફેબ્રુઆરી નક્કી કરી.

(સહી) સી. એન. જોશી
સીટી માજીસ્ટ્રેટ અમદાવાદ

## મહંતની જુબાની તથા ઉલટ તપાસ

## આંક નિ. નંબર ૧

(આ જુબાનીમાં બ્લેક ટાઇપથી હેડીંગ અમે કર્યાં છે—ત્રિકાળજ્ઞાની)

ફરીઆદી તરફની શાહેદી નંબર ૧ ની જુબાની

હું આ ઉપરથી પ્રતિજ્ઞા કરી કહું છું કે મારૂં નામ ગોરધનદાસ બાપનું નામ ગણુપતદાસ ધર્મે હિન્દુ કબીર પંથી સાધુ, ઉ. વરસ પર આશરાની, ધંધો-ધર્મ ઉપદેશ, રહેવાનું ગામ વડનગર તા. કડી ડીસ્ટ્રીકટ અમદાવાદ.

### શરતપાસણી

તહોમતદારને હું ઓળખું છું તે "સૌરાષ્ટ્ર" પેપરના એડીટર પ્રીન્ટર અને પબ્લીશર છે. તે પેપર રાણુપુર જીલ્લે અમદાવાદમાંથી નીકળે છે. તે પેપર અમદાવાદ મુંબઇ અને બીજી જગ્યાએ વેચાય છે. તે પેપર વડનગરમાં પણુ આવે છે. તા. ૨૯-૬-૨૯ના સૌરાષ્ટ્રના અંકમાં "વડોદરાનો પત્ર" એ નામનો આર્ટીકલ છપાયો હતો ને અસલ આર્ટીકલ તો પેપ-

૨માં છપાયેલો મારી પાસે નથી પરંતુ તેની નકલ મેં ફરીઆદ સાથે રજુ કરી છે. તે આર્ટીકલ વાળું પેપર હું પછીથી રજુ કરીશ તે આર્ટીકલની નકલનો આંક ૨ છે તેમાં "લોકો પાસેથી સાર્વજનીક અને ધર્માદા સંસ્થાઓને નામે પૈસા ઉઘરાવી અને ધર્મને નામે ધુતી ખાનારાને કોઇપણ સરકારે નીભાવી લેવા જોઇએ નહીં" એ શબ્દો મને ઉદ્દેશીને લખેલા છે. આર્ટીકલની છેવટમાં "મહંતનીલીલા" એવું લખે છે તે ઉપરથી હું આ કહું છું મને મહંત કહે છે. કાશીના કબીરપંથી આચાર્ય તરફથી મને મહંતની સણંદ મળેલી છે તે હું રજુ કરૂં છું. આંક ૩ તે સંવત ૧૯૬૨માં મળેલી છે. અને મને જંબુસર પ્રગણાનો મહંત બનાવ્યો હતો. મારા ગુરૂ ગણપતદાસજી છે તેમના ઉપદેશથી હું સાધુ થયો. ત્યાર પછી હું કાશી ગયો અને તેમના ઉપદેશથી સાધુ થયો. મને સણંદ મળી ત્યાર પછી હું સેવકોમાં ઉપદેશ આપતો હતો. મારા સેવકો ભરૂચ જીલામાં છે તેમ જ અમદાવાદ, વડનગર અને વડોદરામાં પણ સેવકો છે. સેવકો મારી પુજા કરે છે પૈસા આપે ચાદર લંગોટી અને ખાવા આપે. હાલમાં હું અનાથ આશ્રમ વડનગરમાં ચલાવું છું અને બાકીનો વખત સેવકોમાં ફરવામાં ગાળું છું. મારા સેવકોમાંથી મને બાર મહીને રૂા. ૧૦૦૦ થી ૧૨૦૦ મળે છે મંવત ૧૯૭૯થી મેં અનાથ આશ્રમ શરૂ કર્યો છે. મારૂ મકાન જેમાં હાલ અનાથ આશ્રમ છે તે મેં સંવત ૧૯૬૫માં બાંધ્યુ હતું. તે મકાન મારૂં પોતાનું ખાનગી છે. મકાનની જમીન મારી પોતાની છે. તે જમીન ઉપર મકાન બાંધવાની પરવાનગી વડનગર મ્યુ. પાસેથી માગીને મે બાંધેલું છે. પરવાનગીની અરજી અને ઠરાવની સહીસીક્કાવાળી નકલ હું રજુ કરૂં છું. આંક ૪. આ પરવાનગી મળ્યા પછી મહીને બે મહીને મકાન બાંધવા શરૂ કર્યું અને સંવત ૧૯૬૮ની સાલમાં આવેલા પૈસા મેં મકાનમાં વાપર્યાં હતા. સંવત ૧૯૬૮માં આ મકાન દરેક કોમના અનાથ બાળકોના ઉપયોગ સારૂ કડી પ્રાન્તના સુબાને મેં સોપ્યું તેમાં કેટલીક શરતો કરેલી. તે બે મહીના પછી સુબા સા. બા. ગોવિંદભાઇ હાથીભાઇએ તે મકાન પાટીદાર બોર્ડીંગને ગીરો આપ્યું એટલે મેં અમાત્ય મી. સેડનને અરજી કરી અને મને બોલાવ્યો. મી. સેડનના હુકમની નકલ હું રજુ કરૂં છું. આંક ૫ પાટીદાર બોર્ડીંગ તરફથી અપીલ થએલી અને તે અપીલ રદ કરવામાં આવેલી તેની સહી સીક્કાવાળી નકલ હું રજુ કરૂં છું. આંક ૬ ત્યાર પછી મકાનોની સણંદ મેં પાછી માગેલી. પહેલાં તે સણંદ વડનગર વિશિષ્ટ પંચાયતના નામથી આપેલી તે સણંદ તેમાં કરેલા શેરા પ્રમાણે મારા નામે બદલી આપેલી તે હું રજું કરૂં છું. આંક ૭ રૂા. ૧૩૪૬–૬–૩ બેશલુ વહીવટદાર ને પાટીદાર બોર્ડીંગ તરફના મારે આપવાના હતા કારણ કે મકાન બાંધવાના મારા દેવાના પેસા તેમણે ચુકવેલા તે મેં આંક ૮ની પહોંચથી આપેલા તે તા. ૧૬–૧–૨૩ની છે. રૂા. ૨૧૩–૪–૦ તા. ૭–૯–૨૩ના રોજ વરંન્ડાના ખરચ બદલના મેં ભરેલા તેની પહોંચ આંક ૯ હું રજુ કરૂં છું. સંવત ૧૯૫૬માં હું પોલીસ ખાતામાં હતો ત્યારથી અનાથો માટે મને ભાવના હતી અને તેથી સંવત ૧૯૭૯માં મેં અનાથ આશ્રમની સ્થાપના કરી અનાથ આશ્રમ શરૂ કરતાં પહેલાં મેં આશરે રૂા. ૩૦૦૦ના વાસણો, ગોદડાં અને બીજુ ફરનીચર ખરીદ કર્યું તે પૈસા મેં મારા પોતાના ખર્ચેલા અનાથ આશ્રમ શરૂ થયા પહેલાં મહાલાનિરામ વડોદરા સર સુબા ત્યાં આવેલા અને તેમણે મારી વીઝીટ બુકમાં રીમાર્ક કરેલી તે તા. ૨૩-૨–૨૩ની છે. તે વખતે અનાથ આશ્રમમાં છોકરાઓ નહોતા તા. ૧૧–૪–૨૩ના રોજ આશ્રમમાં ૩૦ છોકરાઓ થએલા છોકરાઓની દેખરેખ માટે

મેં નોકરો રાખેલા તે વખતે શરૂઆતમાં અનાથ આશ્રમનો સેક્રેટરી મારો દીકરો શંકરપ્રસાદ હતો. હું આશ્રમની વ્યવસ્થા કરતો અને દેખરેખ રાખતો. આ આશ્રમ ચલાવવા માટે છોકરાઓ સાથે હું ભીક્ષા માગવા જતો હતો. વરસમાં ત્રણ વખત હું જાઉં છું. અને તેમાં આસરે ૬૦–૬૫ દિવસ થાય. આશ્રમના બધા છોકરાઓને સાથે લઇ જતો. મુખ્યત્વે કરીને હું પાટણ, કડી, કલોલ, માણુસા, અમદાવાદ, મહેમદાવાદ, આણંદ, પેટલાદ, વાસદ, વડોદરા, ડભોઇ, બાદરપુર, મીંયાગામ, પાલેજ, જંબુસર, ભરૂચ, સુરત અને મુંબાઈ એ ઠેકાણે હું છોકરાઓને લઇને ગએલો. આ સિવાય બીજી જગાઓ પણ હશે. દારૂનિષેધ, ગૌરક્ષા, કન્યાવિક્રય વગેરે સંબંધીના ગાયન છોકરાઓ બોલે અને હું ઉપદેશ કરતો. લોકો અનાથ આશ્રમ માટે પૈસા આપતા અને હું તેની પાવતીઓ આપતો. ઓછામાં ઓછા ચાર આના સુધીની હું પહોંચો આપતો. ચાર આનાથી ઓછી આવે તો તે પૈસા છોકરાઓને ખવરાવવામાં વાપરી દેવામાં આવતાં. વડનગરમાં છોકરાઓને ખાવાપીવાનું, કપડાંલત્તાનું, ભણવાનું હું આપતો. છોકરાઓ નિશાળમાં ભણવા જતાં અને એક અંગ્રેજી અને એક ગુજરાતી માસ્તર હું રાખતો હતો. એક ડ્રીલ માસ્તર પણ હતો. બે રસોઇયા અને પરચુરણ કામ કરનારામાં બે સીપાઇ, બે વાસણ માંજનાર, એક પાણી ભરનાર, એક ધોબી, એક હજામ રાખવામાં આવતા હતા. અનાથ આશ્રમના આ બધા ખર્ચનો હિસાબ હું રાખું છું તે હિસાબ પૈસાની સગવડ હોય તો હું છપાવું છું. સંવત ૧૯૭૯નો રિપોર્ટ હું રજુ કરૂં છું. આંક ૧૦ આવક અને ખર્ચની વિગત મેં રિપોર્ટમાં બતાવી છે. અને છોકરાઓની સંખ્યા પણ મેં બતાવી છે. સંવત ૧૯૮૦–૮૧ની સાલનો રિપોર્ટ પણ હું રજુ કરૂં છું. આંક ૧૧ સંવત ૧૯૮૦–૮૧ની સાલમાં અનાથ આશ્રમના સેક્રેટરી જમનાબાઇ હતાં તે મારી ઓરત છે. કબીર પંથમાં વૈરાગી ત્યાગી અને સંસારી ગૃહસ્થ એ રીતે બે પ્રકારના સાધુ રહે છે. હું સંસારી સાધુ છું. ૧૮–૧૯ વરસ ઉપર જમનાબાઇ સાથે મેં નાતરું કરેલું. શંકરલાલ જમનાબાઇના આગલા ધણીનો છોકરો છે. શંકરલાલ આશ્રમની નજીકના પોતાના ઘરમાં રહેતો હતો. શંકરલાલ સંવત ૧૯૮૦ની સાલમાં ગુજરી ગયે ત્યાર પછી મારી ઓરત શંકરલાલના મકાનમાં રહે છે. કડવા પાટીદાર બોર્ડીંગને મકાન આપ્યું તે વખતે હું ભાડાના ઘરમાં રહેતો હતો. મકાન મને સોંપાયા પછી હું આશ્રમમાં રહું છું. મારી ઓરત જમનાબાઇ આશ્રમ-માતુશ્રી તરીકે છોકરાઓને સંભાળે છે, નવરાવે–ધોવરાવે છે અને દાણાદુણી માણસો પાસે સાફસુફ કરાવરાવે છે. આ કામ કરવા માટે જમનાબાઇને મહીને રૂ. ૫૦–૦–૦ આપવામાં આવતા જમનાબાઇ દરરોજ આશ્રમમાં દસ, બાર કલાકનો વખત ગાળતી. જમનાબાઇ ગાડી ઘોડો રાખે છે, વહેરી પણ છે. ગાડી ઘોડો પહેલાં મારી માલકીનો હતો. વડોદરામાં અંબીકા ફેકટરીવાળાને ત્યાંથી મેં ગાડી લીધેલી તે રૂ. ૨૦૦)માં લીધી હતી તે બાબત મેં ખાતું પાડી આપેલું. વકીલ મી: વીષ્ણુપંત ભીમજી જોશીને મેં ખાતું પાડી આપેલું તે હું રજુ કરૂં છું આંક ૧૨. તેમાંના રૂપીઆ સંવત ૧૯૭૦માં તા. ૧૧–૧–૧૫ના રોજ ખાતામાં લખ્યા પ્રમાણે આપી દીધા હતા. તે ગાડી સંવત ૧૯૭૩માં વેચી નાખી હતી અને વડનગરમાંથી બીજી ગાડી લીધી હતી તે રૂ. ૨૦૦)માં વડનગર ગામના ચીમનલાલ નરસીંદાસ પાસેથી આંક ૧૩ની પહોંચ તા. ૨૯–૨–૨૭થી લીધી હતી. તે ગાડી હજુ કામ

છે. તે ગાડી ઘોડા નીભાવવાનું ખર્ચ હાલ જમનાબાઇ આપે છે. ગાડી ઘોડાનું કાંઇ ખર્ચ આશ્રમ ખાતે પડતું નથી. સંવત ૧૯૮૧-૮૨નો રિપોર્ટ હું રજુ કરૂં છું આંક ૧૪ સંવત ૧૯૮૧-૮૨નો હિસાબ મેં બહાર પાડ્યો નથી પણ મારી પાસે તે હાલ તૈયાર છે પૈસાના અભાવે તે મેં છપાવ્યો નથી.

આંક ૨ છપાયા પછી બીજા બે આર્ટીકલ સૌરાષ્ટ્ર પેપરમાં છપાયા હતા તે તા. ૧૩-૭-૨૯ અને તા. ૨૭-૭-૨૯ના રોજ છપાએલા તેની નકલ આંક ૧૫-૧૬ હું રજુ કરૂં છું. તેની છાપેલી પ્રતો હું રજુ કરીશ તેમાં પણ મારા વિરૂદ્ધ ટીકાઓ છે. તા. ૩૧-૭-૨૯ના રોજ હું રાણપુર સૌરાષ્ટ્ર પેપરની ઓફીસમાં હીસાબના ચોપડાઓ લઇને ગયો હતો તે એટલા માટે કે તહોમતદારને હું ખાત્રી કરી આપું જેથી તે મને હલકો પાડનારી હકીકત બહાર પાડે નહીં અને ખુલાસો બહાર પડે. તે.દાર ત્યાં મને મળેલા નહિ પરંતુ કકલભાઇ ઓફીસમાં હતા. તે સેક્રેટરી હતા. તેમને મેં કહ્યું કે હું હીસાબી ચોપડા લાવ્યો છું અને તમે ખાત્રી કરી તમારો અભિપ્રાય બહાર પાડો કે જેથી મારી આબરૂ હલકી થતી મટે. તેમણે થોડાંક કાગળીયાં જોયાં અને કહ્યું કે હું આટલા બધા કાગળો શી રીતે જોઉં. મેં કહ્યું હું આઠ દિવસ રહું. તેમણે કહ્યું કે ફુરસદ નથી. મેં તેમને કહ્યું કે તમે ચોપડા જુઓ અને શંકા રહી હોય તો વડનગર આવીને તપાસ કરીને તે પણ છાપો. તેમણે કહ્યું કે ઠીક છે ફુરસદ મળશે તો આવીશું. પછી હું ચાલ્યો ગયો ત્યાર પછી કોઇ વડનગર આવેલું નહિ. તા. ૧૭-૮-૨૯ના રોજ સૌરાષ્ટ્ર પેપરમાં આર્ટીકલ છપાએલો તેની નકલ હું રજુ કરૂં છું આંક ૧૭ તેની છાપેલી નકલ હું રજુ કરીશ. તા. ૬-૮-૨૫ના "પ્રભાત" પેપરમાં પાના ૫ ઉપર જાહેર પ્રજાને ચેતવણી એ નામનો આર્ટીકલ છાપેલો તે હું રજુ કરૂં છું આંક ૧૮ તેમાં મારા વિરૂદ્ધ ટીકાઓ છે ત્યાર પછી હું પ્રભાત ઓફીસે ગએલો અને બહાર પાડનારને સંતોષ આપેલો અને તારીખ ૮-૮-૨૫ના પ્રભાતમાં પાના ૬ ઉપર તે બાબતનો ખુલાસો બહાર પાડેલો છે તે હું રજુ કરૂં છું. આંક ૧૯ ઘણા અમલદારો અને સદગૃહસ્થોએ આશ્રમમાં આવીને પોતાના અભિપ્રાય આપેલા છે. સુબા ગોવિંદભાઇ હાથીભાઇએ મહેતા મણીલાલ તુલસીદાસે પણ પોતાના અભિપ્રાય આપેલા છે.

મી. મુકરજી અને શેઠ મહાસુખભાઇ ચુનીલાલ તેમણે પણ, મારા આશ્રમની વિઝીટ કરી ગયા છે અને તેમના અભિપ્રાય આપેલા છે. સુબા મી. નાટકરણીએ હિસાબ તપાસેલો. તે વખતે હું બહારગામ હતો તેમણે પોતાનો અભિપ્રાય આપેલો છે. આશ્રમ શંકરાનંદ સ્વામીના હસ્તે ખુલ્લો મુકવામાં આવેલો તેમણે પણ બે વખત આશ્રમની વીઝીટ લીધેલી છે. નાયબ સુબા મી. મકબુલહુસેને આશ્રમમાં વીઝીટ કરીને હિસાબ તપાસેલો. ચંદુ ચુનીલાલે મારા વિરૂદ્ધ અરજી કરેલી તેથી તેમણે હિસાબ તપાસીને પોતાનો અભિપ્રાય આપેલો. ચંદુ ચુનીલાલ વડનગરના વીસા નાગર વાણીયા છે તેણે સંવત ૧૯૮૦ની સાલમાં અલક્ષ જ્યોતીના નામથી ખુલ્લો પત્ર છાપેલો તેનો આંક ૨૦ છે આ ચંદુ ચુનીલાલે દિવાન સાહેબને અરજી કરેલી અને તે ઉપરથી મી. મકબુલહુસેને આવીને ઉપર પ્રમાણે તપાસ કરેલી.

તા. ૧-૧-૨૯ના રોજ ચંદુ ચુનીલાલ ઉપર બદનક્ષીનો ફરીઆદ વીસનગરમાં આંક ૨૦ છાપ્યા બાદ મેં કરેલી તે ફરીઆદમાં તેના ઉપર વીસનગર મહાલના પહેલા વર્ગના ફોજદારી ન્યાયાધીશી સા.ની કોર્ટનું વારંટ નીકળેલુ છે પણ તે નાસતો ફરે છે. ચંદુ ચુનીલાલ અને

ભગવાનદાસ નરસીદાસ સામે કરેલી ફરીયાદની સહી સીક્કાવાળી નકલ હું રજુ કરૂં છું આંક ૨૧ ખરી બાતમી ઉપરથી મને માલુમ પડયું છે કે આંક ૨ નો પત્ર ચંદુ ચુનીલાલે લખેલો છે. ચાર પાંચ મહીના ઉપર આ હકીકતની મને ખબર પડી. અને તા. ૨૪–૧–૩૦ના રોજ મને ખાત્રી પડી. અનાથ આશ્રમના મકાન સિવાયનું બધું અનાથ આશ્રમનું છે. અનાથ આશ્રમ સંસ્થા સાર્વજનીક તરીકે સ્ટેટમાં ચાલે છે કે કેમ તેનો જવાબ મેળવવા માટે વડનગરની વિશિષ્ટ પંચાયત અને કડી પ્રાન્ત સુબાને અરજીઓ કરેલી તેના જવાબમાં મને તા. ૬–૨–૩૦ અને તા. ૧૦–૨–૩૦ જવાબ મળેલી તે હું રજુ કરૂં છું. આંક૨૨–૨૩ આ સંસ્થા સાર્વજનીક હોય તો મારે સર્વે સામાવાળાને હિસાબ રજુ કરવો પડે. મારે હિસાબ રજુ કરવો પડતો નથી. આંક ૨ છપાવાથી મને પૈસા મળતા બંધ થયા છે. અને મારી આબરૂ હલકી પડી છે અને પૈસા ના મળે તો આશ્રમ બંધ પડી જાય.

ચંદુલાલ ચુનીલાલ અને બીજા સાત આઠ જણાની ટોળી વડનગરમાં છે તેમની લાયબ્રેરી વિરૂદ્ધની ટીકા સંબંધમાં મારે બોલવું પડેલું તેથી તેઓ મારા વિરૂદ્ધ કામ કરે છે. ને આ ટોળી સિવાય વડનગરમાં મારા બીજા કોઇ વિરોધીઓ નથી. મને જે લોકો પૈસા આપે છે તેમાંના કોઇ માણસે મારી પાસે ફરીઆદ આશ્રમ સંબંધમાં કરી નથી. મને જે લોકો પૈસા આપતા હોય તેમને ચોપડા જોવાની મેં ના પાડી નથી. મારી ફરીઆદ આંક ૨૪ માં છે.

## ઉલટ તપાસ

### સાર્વજનીક આશ્રમના મકાનના વિલ કરી શકે એવા માલીક

અનાથ આશ્રમના ચોપડા અને વાઉચરો તો.દારે અરજીઓ કર્યા પ્રમાણે હું લાવ્યો નથી. હું તે બતાવવા માટે ખુશી નથી. અનાથ આશ્રમની જમીન અને તે ઉપરનું મકાન હાલ જે સ્થિતીમાં છે. તે બધું મારી અંગત માલકીનું છે. મકાનમાં તે બંધાવ્યું ત્યારથી જે કાંઇ સુધારા વધારા કર્યા છે તે સાથે બધું મારી માલકીનું છે. હું તે મકાનનો સ્વતંત્ર માલીક છું અને કોઇને વીલથી પણ હું આપી શકું. ત્રણ રિપોર્ટમાં બહાર પાડેલી મકાન માટેની ખર્ચની રકમો હું જે મારૂં મકાન કહું છું તેને લગતી છે. મહંત ગોર્ધનદાસનો આશ્રમ સાર્વજનીક સંસ્થા નથી એ બતાવવા મેં આંક ૨૨–૨૩ રજુ કર્યા છે તેથી હું કહું છું કે આશ્રમ સાર્વજનીક સંસ્થા નથી અને તે મારી અંગત માલીકીની સંસ્થા છે. મને બતાવવામાં આવે છે તે વડોદરા રાજયનો સાર્વજનીક સંસ્થા બાબતનો નિબંધ આંક ૨૫ છે. મારા આશ્રમના નિયમોનો આંક ૨૬ છે, તે મને બતાવવામાં આવે છે તે છે તા. ૨–૬–૨૧ના સયાજી વિજયમાં મેં નોટીસ છપાવેલી તેનો આંક ૨૭ છે.

### મહંતને ગાદી ન મળી

હું જંબુસરની મહંતશ્રી ગોવર્ધનદાસજીની ગાદીનો મહંત છું. તે ગોવર્ધનદાસ હું પોતે છું, તે પછી મેં નવી જ સંસ્થા સંવત ૧૯૬૩માં મેં ગાદીસ્થાપી.

અત્યારે હું જ તેનો મહંત છું. હું વડનગરમાં રહું છું પણ કોઇ કોઇ વખત ત્યાં જઉં છું. એક હંસરાજ કરીને મારો ચેલો છે તે મારી ગાદી મારી ગેરહાજરીમાં સંભાળે છે. ત્યાં મારી મીલકત છે અને તેના ઉપર મારો માલીકી હક્ક છે. તે મીલકત જંબુસર મ્યુની-સિપાલિટીની હદમાં છે. તે મકાન મારા નામે નથી તેમ કોઇ દિવસ મારા નામ પર તે

મકાન નહોતું. પહેલેથી તે મકાન મારા ભાઇ ગંગાદાસના નામ પર હતું. મહંતના ગુજરી ગયા પછી ગુરૂની મરજીમાં આવે તે તેમનો શિષ્ય ગાદીએ આવે. ગંગાદાસ ગણુપતદાસના મુખ્ય ચેલા હતા. અને હું બીજો શિષ્ય હતો. બહેચરદાસ ગણુપતદાસ તે ત્રીજા નંબરનો ચેલો હતો. મારા ગુરૂની ગાદી મારા ગુરૂના મરણ પછી બેચરદાસને મળી. ગાદીના હક્કને માટે હું કોર્ટમાં ગયો હતો. પણ મુદતના બાદને લીધે મારો દાવો કાઢી નાખ્યો. તે દાવાના જજમેન્ટની નકલ મારી પાસે નથી તેમ મેં લીધી નથી. હું ગણુપતદાસનો ચેલો થવા ગયો તે વખતે હું પરણેલો હતો છતાં મને ચેલો બનાવેલો. બેચરદાસ પણ બૈરી સાથે રહેતો હતો. પરણેલા હોય તેને સનંદ ના આવે એવો નિયમ કાશીમાં નથી. કબીરપંથમાં દાખલ થયા પછી તે પંથમાં અંદર અંદર લગ્ન સંબંધ કરી શકાય. જમનાબાઇ સાથે નાતરૂં કર્યું તે પહેલાં બે વરસ ઉપર મેના ગુજરી ગઇ હતી. જમનાબાઇ કબીરપંથની સાધુ બાઇ હતી. તેનું કુટુંબ કબીરપંથી હતું કે કેમ તેની તપાસ મેં કરી નથી. જમનાબાઇના બાપનું નામ દેવચંદ છે. કબીરપંથી સાધુઓમાં પણ દેવચંદ નામ હોય છે. હું માનું છું કે જમનાબાઇ કબીરપંથી સાધુની દીકરી હતી. દેવચંદ જાતે દરજી હતો કે કેમ તે વાત હું જાણતો નથી. જમનાબાઇ એક દરજી સાથે પરણેલી તે વાત હું જાણતો નથી. જમનાબાઇને ફોજદારી કોર્ટમાં સજા કર્યાનું હું જાણતો નથી. રામાનંદી પંથવાળા સાથે અમો અરસપરસ લગ્ન સંબંધ કરી શકીએ. કબીરપંથમાં સત્યપંથ અને ધર્મપંથ એવા બે ભાગ નથી. ગણુપતદાસજી પરણેલા હતા અને તેમને છોકરા અને છોકરીઓ હતી. તેઓ કોઇ વખત ત્યાં આવતા હતા. ગણુપતદાસજી સાધુ થયા પહેલાં તેમનાં છોકરાં હતાં. સાધુ થયા પછી તેમણે સંસાર છોડી દીધો. સાધુ થાય ત્યારે સંસાર છોડી દેવો જોઇએ એવો કોઇ નિયમ નથી. ગંગાદાસ સાધુ થયા પહેલાં પરણેલા હતા પણ સાધુ થયા પછી તેણે સંસારી જીવન ગુજાર્યું નથી. બેચરદાસ સાધુ થયા પછી પણ બૈરી સાથે રહેતા હતા. બહેચરદાસની ગાદી ઉપર ચેતનદાસ છે તે પરણેલા છે કે નહીં તે મને ખબર નથી. બહેચરદાસને કાંઇ છોકરાં નથી.

## મહંત સ્કુલ માસ્તર અને પોલીસ સીપાઇ હતા

વડનગરમાં હું પહેલાં નિશાળમાં માસ્તર હતો અને મને મહીને રૂ. ૭) પગાર મળતો હતો. મારી જગા હંગામી હતી તેથી તે જગા કમી કરી હતી. પછી હું બરોડા પોલીસ ખાતામાં રૂ. ૭)ના પગારથી પો. કો. તરીકે નોકરીમાં રહ્યો. પોલીસ નાયબ સુબાએ મારો રૂ. ૫) પાંચ દંડ કરી કમી કર્યો તે વાત ખરી નથી. વડોદરામાં હું ભાડુતી ગાડી હાંકતો હતો તે વાત ખરી નથી. મારા અનુઆયીઓમાં વાણીયા, પાટીદાર, રજપુત, ક્ષત્રીય અને બીજી પરચુરણ કોમો અંત્યજથી માંડીને બ્રાહ્મણ સુધીમાં છે. અંત્યજ સ્પર્શમાં હું માનનારો માણસ છું. તેમને અડકવામાં હું વાંધો માનતો નથી. કબીરપંથ પ્રમાણે અંત્યજોને અડકવું તે હું અધાર્મિક માનતો નથી. આંક ૨૮નું હેન્ડબીલ તા. ૨-૫-૧૯૨૪નું મેં બહાર પાડયું છે.

જમનાબાઇ ગુજરાતી સાત ચોપડી ભણેલાં છે. તે પોતે નામુંઠામું લખી શકે છે. પત્રવ્યવહાર કરી શકે છે. ચોપડાઓ તેના લખેલા નથી. સંવત ૧૯૮૦ની સાલથી જમનાબાઇ આશ્રમના સેક્રેટરી તરીકે દાખલ થયા અને ત્યારથી આશ્રમની નોકરી કર્યા કરે છે. તેણી માસિક માંદગીમાં કે માંદગીમાં હોય તો ગેરહાજર રહે.

## આંગળીઆટ દિકરા અને નાતરાની સ્ત્રીએ કરેલી નાટક કંપનીઓના મહંત ઓનરરી મેનેજર હતા

કૃષ્ણ વિજય નાટક કંપની મેં કરી નહોતી. મારો બીજો છોકરો કૃષ્ણુલાલ નામે હતો. મારા દીકરા શંકરલાલે તે કંપની કરી અને તે કંપની કૃષ્ણુલાલના નામની કરી શંકરલાલ ગુજરી ગયો. તે પહેલાં ત્રણ ચાર મહીના ઉપર તેણે નાટક કંપની કરી. તે ગુજરી ગયો ત્યારે તેની ઉંમર આશરે ૨૫ વરસની હતી. તે વખતે કૃષ્ણુલાલની ઉંમર આશરે બે ત્રણ વરસની હતી. કૃષ્ણુલાલ મારો પોતાનો દીકરો હતો. તે શંકરના ગુજરી ગયા પહેલાં બે મહીના ઉપર ગુજરી ગયો હતો.

જમનાબાઇ, શંકરલાલ અને કૃષ્ણુલાલ જુદા મકાનમાં રહેતાં હતા. હું આશ્રમમાં રહેતો હતો. હું અને જમનાબાઇ ધણી ધણીઆણી તરીકે છીએ અમે બધાં હિન્દુ સંયુક્ત કુટુંબ તરીકે રહેતાં હતાં. નાટક કંપનીનો માલીક હું નહતો પણ શંકરલાલ હતો. શંકરલાલ નાટક કંપની સાથે બહારગામ જતો નહતો. તે કંપની આઠ દિવસ સિધપુર ગએલી અને કંપનીનું તમામ કામ હું કરતો હતો જમનાબાઇએ બીજી નાટક કંપની કરી હતી તેનું નામ જમનાવિજ્ય નાટક કંપની હતું. તે જમનાવિજય નાટક કંપનીના માલીક જમનાબાઇ હતાં. હું તેનો માલીક નહતો બંને કંપનીના ઓનરરી મેનેજર તરીકે હું કામ કરતો હતો. શંકરલાલ કંપની ચલાવતા હતા ત્યારે તે આશ્રમના મેનેજર હતા. જમનાબાઇ જ્યારે નાટક કંપનીના માલેક હતાં ત્યારે તે આશ્રમના સેક્રેટરી હતાં. આશ્રમના બે ત્રણ છોકરાને એક દિવસ માટે કૃષ્ણુવિજય નાટક કંપનીના માટે હું સિદ્ધપુર લઇ ગયો હતો. જમનાવિજય નાટક કંપની માટે હું છોકરાઓને લઇ ગયો નથી. કૃષ્ણુવિજય નાટક કંપની ૧૯૮૦માં કરેલી અને તે આઠ દશ દિવસ પછી બંધ પડેલી જમનાવિજય નાટક કંપની ૧૯૮૨માં શરૂ કરેલી તે દોઢ મહીનો ચાલીને બંધ પડી. તે બંને કંપનીનો સામાન એકજ હતો. બંને કંપનીના હિસાબ હવાલા અરસપરસ થયા નહોતા. બંને કંપનીઓ એકની એકજ હતી. જમનાબાઇનું કૃષ્ણુલાલનું કે શંકરલાલનું જે હોય તે એકજ ગણાય પણ તેના ઉપર મારી માલીકી નહીં. વિઠ્ઠલદાસ ભાયચંદ નામના માણસને જમનાવિજય નાટકના મેનેજર તરીકે મેં નાટકનો સામાન ભાડે આપ્યો છે. મણી, વિઠ્ઠલદાસની ઓરત છે કે નહીં તે મને ખબર નથી વિઠ્ઠલદાસ ગામનો છે. અને મણી વાણીયણ છે. કૃષ્ણુવિજય કંપની સંબંધમાં કે જમનાવિજય કંપની સંબંધમાં કાંઇ પણ પૈસા સંબંધી લેણદેણ પાલણપુરમાં મારે નહોતી. પાલણપુરના આર. સી. મહેતાને મેં રૂા. ૮૭) એક એકટર પાસે લેણા નીકળતા મેં આપ્યા હતા કારણ કે એકટરના બેનીફીટના પૈસા કંપની પાસે હતા કંપનીના પગારની લેવડ દેવડ મેં કરી હતી. કંપનીનો હિસાબ મેં રાખેલો નહીં એટલે જમનાબાઇને કે શંકરલાલને મારે હિસાબ આપવાનો નહતો. તેમાં કંઇ નફો કે નુકશાન થયું નહોતું. રૂા. ૨૦૦)માં સામાન લીધો હતો. કંપની માટે આશ્રમ ખાતેથી કંઇ પૈસો આપ્યો નથી. નાટક કંપનીના અંગે જમનાબાઇ અને મારા સામે વડનગરમાં દાવો થએલો તે દાવામાં કરારદાદથી સમાધાન થએલું તે કરારદાદ મને બતાવવામાં આવે છે તેનો આંક ૨૯ છે હું મારો પોતાનો ખાનગી હિસાબ રાખતો નથી ધર્મોપદેશ તરીકે મને શું મળ્યું તેનો કાંઇ પણ હિસાબ કે દસ્તાવેજી પુરાવો મારી પાસે નથી ધર્મોપદેશક તરીકે જે પૈસા આવે તે હું મારી ઓરત જમનાબાઇને આપતો

હતો જમનાબાઇ સાથે સંવત ૧૯૬૯માં મારૂં નાતરીયા લગ્ન થએલું અને ત્યારથી ધર્મો-પદેશક તરીકે મારી પાસે જે પૈસા આવેલા તે મેં જમનાબાઇને આપ્યા છે. આશ્રમમાં જે પૈસા મેં જમે કરાવેલા છે તે હું આશ્રમ માટે લઇ આવ્યો હતો જમનાબાઇને રૂા. ૫૦) પગાર આશ્રમમાંથી મળે તે અને મારા સેવકોમાંથી જે પૈસા આવે તે શંકરલાલનો પગાર પહેલા રૂા. ૩૦) હતો તે એક વરસ આશ્રમનો મંત્રી હતો પછી તેને રૂા. ૪૦) પગાર આર મહીનાનો આપ્યો હતો તે પહેલાં શંકરલાલ મુંબાઇમાં પાંચ સાત વરસથી નોકરી કરતો હતો તે નારણ ટોમનને ત્યાં કેશીયર હતો તે મહીને રૂા, ૪૦ થી ૪૫ પગાર ત્યાં મળતો હતો તે પરણેલો નહોતો વધુ ઉલટ તપાસ મુલતવી

તા. ૧૧-૨-૩૦

( ઈંગ્રેજી સહી )
સીટી ફ. ક. માજીસ્ટ્રેટ

(૧૭) વધુ ઉલટ તપાસ પ્રતીજ્ઞા પર શરૂ

## નાટક કંપનીનો મહંતે કરેલો વહિવટ

પહેલાં મેં કેટલાંક પુસ્તકો છપાવેલાં પરંતુ સંવત ૧૯૭૯ પછી કોઇ પુસ્તક છપાવ્યા નથી. જમનાબાઇને જે પૈસા આપતો તેની પહોંચ જમનાબાઇ પાસેથી હું લેતો નહોતો એકંદર કેટલા પૈસા જમનાબાઇને મેં આપ્યા હશે તે હું કહી શકતો નથી પહેલા નાટક કંપની પાછળ રૂા ૩૦૦૦) ખર્ચ સીનસીનેરી અને તેવાં બીજાં સામાનમાં થયા હતા બીજી નાટક કંપની પાછળ રૂા. ૨૦૦૦ થી ૩૦૦૦ વધારાના ખર્ચ થયા હતા બંને નાટક કંપનીના પૈસા જમનાબાઇ પાસેથી લીધા હતા કૃષ્ણવિજય નાટક કંપનીમાં આશરે ૧૫ એકટરો હતા. પહેલી નાટક કંપનીમાં ચંપા નામની બાઇ એકટ્રેસ હતી કે કેમ તે મને યાદ નથી. મીઠુ નામનો એકટર હતો તે મને ખબર છે ચંપા મીઠુની ધણીઆણી હતી એ માલમ નથી. મીઠુભાઇને શું પગાર આપતા તે અત્યારે મને યાદ નથી પંદર એકટરોનો કુલ કેટલો પગાર થતો તે મને યાદ નથી નાટક કંપનીની રોજની કમાણી આશરે કેટલી હતી તે હું કહી શકું નહી. બેનીફીટ નાઇટ બધા એકટરોના લાભ માટે આપી હતી. તે વખતે કૃષ્ણ વિજય નાટક કંપની હતી બેનીફીટનાઇટના દરના પૈસા મીઠુને આપ્યા કારણકે તે એકટરોનો અગ્રેસર હતો અને મીઠુએ એકટરોના પૈસા ચુકવ્યા હશે. મને લખાણ બતાવવામાં આવે છે પણ મીઠુની સહી હું ઓળખતો નથી. તેમ તેમાંની હકીકત બાબત હું કાંઇ જાણતો નથી મને બતાવવામાં આવે છે તે લખાણમાં મારી સહી છે. તેનો આંક ૩૦ છે. તે પ્રમાણે નોટીસનો જવાબ આર. સી. મહેતા ઉપર મેં મોકલ્યો હતો કૃષ્ણવિજય નાટક કંપની સિદ્ધપુર સિવાય બીજે કોઇ ઠેકાણે ગઇ નથી. ને કંપની વીરમગામ ગઇ નથી. પણ જમના વિજય નાટક કંપની વીરમગામ ગઇ હતી. તે કંપની વીરમગામમાં આઠ દિવસ રહેલી. છોટાલાલ માણેકલાલ એકટર હતા. મને બતાવવામાં આવે છે તે હેન્ડબીલ મારી નાટક કંપનીનું છે. તે કૃષ્ણવિજય નાટક કંપનીનું છે. તેનો આંક ૩૧ તેમાં સ્ટાફના નામ લખ્યા છે તે બરોબર છે હજારો રૂપીઆના સીનસીનેરી સંબંધી હેન્ડબીલમાં લખેલી વાત ખોટી છે. પરંતુ તે લોકોને આકર્ષવા માટે તેવું લખવામાં આવેલું. હવે હું કહું છું કે આંક ૩૧નું હેન્ડબીલ મારી કંપનીનું નથી, પરંતુ તે વીઠલ ભાયચંદની કૃષ્ણ વિજય નાટક મંડળીનું છે.

દરજી નરોતમદાસ કુબેરદાસે મારા અને જમનાબાઇ સામે વિસનગર કોર્ટમાં દાવો કરેલો તેમાં મેં લેખી જવાબ રજુ કરેલો તેની સહી સીક્કાવાળી નકલ મને બતાવવામાં આવે છે તેનો આંક ૩૨ છે.

## ગુરૂની ગાદીની આવકમાંથી લગભગ ૭૫ ટકા ગેબ

(૧૮) જંબુસરની ગોરધનદાસ ગાદીનો હું ગાદીપતિ મહંત છું. તે ગાદીના ગાદીપતિ તરીકે હું કબીરપંથનો ધર્મોપદેશ કરૂં છું પહેલો જંબુસરની ગણુપતદાસની ગાદીના ચેલા તરીકે હું ઉપદેશ કરતો હતો સં. ૧૯૬૦થી ૧૯૬૪ સુધી ગણુપતદાસની ગાદીના ચેલા તરીકે મેં ઉપદેશ કર્યો. તે ઉપદેશમાંથી જે આવક થાય તેમાંથી મારી મરજીમાં આવે તે હું ગુરૂને ચરણે ધરતો અને બાકીની મારી પાસે રાખતો. તે અમને બાર મહીને રૂ. ૫૦૦–૭૦૦ની કમાણી થતી તેમાંથી રૂ. ૧૦૦–૨૦૦ ગણુપતદાસને આપતો અને બાકીના મારી પાસે રહેતા બાકીનું મારા પોતાના ખર્ચ માટે હું રાખતો મારે જેટલી જરૂર હોય તેટલું હું ખર્ચ કરૂં અને બાકીનો સંઘરો કરૂં આ ત્રણ ચાર વરસમાં રૂ. ૧૦૦૦–૧૫૦૦ બચાવ્યા હશે સં. ૧૯૬૬ની સાલમાં મારા નામની ગાદી મેં સ્થાપી.

ગણુપતદાસ સં. ૧૯૬૪માં ગુજરી ગયા. મારા ગુરૂના જીવતાં હું તેમનાથી જુદો થયો હતો. સં. ૧૯૬૫ સુધી જંબુસરમાં હું રહ્યો મારા નામની ગાદીની મીલકતમાં મેં રૂ. ૫૦૦) મારા વાપર્યા હતા. અને મારૂં ખર્ચ ધર્મોપદેશમાંથી આવતા પૈસામાંથી હું નભાવતો હતો તે વખતે મને રૂ. ૧૦૦૦–૧૨૦૦ની ઉપજ આવતી હતી. મારૂં ખર્ચ તે વખતે બાર મહીને રૂ. ૨૦૦)નું હતું. મારા નામની ગાદીના ગાદીપતિ હાલ હંસદાસજી છે. તે વાત ખરી નથી. તે મારા ગુરૂભાઇ ગંગાદાસનો ચેલો છે. હંસદાસજી પહેલાં ગંગાદાસજી ગાદીપતિ મહંત હતા કારણુ કે તે ગાદી તેમને સોંપીને હું વડનગર ગયો હતો. ગંગાદાસે હંસદાસજીને ગાદીપતિ નીમ્યા છે કે નહી તે મને માલમ નથી.

ગણુપતદાસની ગાદી માટે મેં દાવો કર્યો તે વખતે બેચરદાસે મારા સામે કાંઇ આરોપ મુકયો નહી. અમરૂબાઇ સંબંધમાં મારા સામે કાંઇ આરોપ ન્હોતો અમરૂબાઇને હું ઓળખતો નથી.

## ડ્રેસ અને દેવું

(૧૯) આશ્રમમાંથી હું કાંઇ પગાર લેતો નથી મારૂં રોટલા ખર્ચ અને કપડા ખર્ચ આશ્રમ ખાતે પડે છે. હું આશ્રમમાં જમું છું. મારૂં પરચુરણુ ખર્ચ હું જમનાબાઇ પાસેથી કે મારા સેવકો પાસેથી મળેલી આવકમાંથી કાઢું છું. ગઇ મુદતે આ કોર્ટમાં હું કોટ પાટલુન પહેરીને આવ્યો હતો. મુંબાઇમાં હું માગવા જઉં ત્યારે ખાદીના કપડાં પહેરીને હું જતો. વડનગરમાં ટર્કી ટોપી પહેરીને ઘોડા ઉપર બેસીને હું બહાર નીકળ્યો નથી. ટર્કી ટોપી હું કોઇ વખત પહેરતો નથી. પણુ બેંગલોર ટોપી પહેરૂં છું. જમનાબાઇ ચાંદીના વાસણો રાખે છે પણુ હું રાખતો નથી વધારેમાં વધારે રૂા. ૫૦ની કીંમતની બે ખુરશીઓ મારી પાસે છે. મારા ઉપર આશરે રૂા. ૪૦૦નું કરજ છે. મારી પાસે હુકમનામાનું કાંઇ લહેણું નથી. મારા ઉપર રૂા. ૧૭૦–૭–૦નું હુકમનામું શા. જેસીંગભાઇ ચુનીલાલનું તા. ૩૧–૧૦–૨૫ના રોજ થયેલું છે તેના પૈસા મેં ચુકતે આપી દીધા છે. દરજી નરોતમ કુબે-

રનું હુકમનામું ૨૩૧-૮-૦નું તા. ૧૦-૯-૨૮ના રોજ થયેલું તેના પૈસા આપી દીધા છે. તા. ૩૦-૧૨-૨૮નું હુકમનામું ભગવાનદાસ નરસીદાસનું તા. ૧૮-૧-૨૯ના રોજ મારા ઉપર થયેલું તેના પૈસા ફોજદારી કામમાં મેં ફરીયાદ તેના ઉપર કરેલી તેમાં મને મળેલા કંપનએશનમાંથી વળતર લેવા તેણે ટાંચ મૂકી છે. ડગ્ગર ધનજી છગને તા. ૧૨-૨-૨૯ના રોજ વીસનગર કોર્ટમાં રૂ. ૧૦૪-૧૫-૬નો દાવો વીસનગર કોર્ટમાં મારા ઉપર કર્યો છે તે હાલ ચાલુ છે. માણેકલાલ લીલાચંદના મારી પાસે રૂ. ૨૫૦) લેણા છે કે કેમ તે મને યાદ નથી. પરંતુ રૂ. ૧૦૦-૧૫૦ લેણા હશે. ઇસુફઅલી મહમદઅલીનું મારી પાસે લેણું છે કે કેમ તે મને યાદ નથી. તે મારી પાસે કાંઇ માગતો નથી એમ મારું ધારવું છે. વોરા સુજાઉદીન તૈયબઅલીનું રૂ. ૩૦નું લેણું મારી પાસે છે. રૂ ૧૨૦નું લેણું નથી. કંદોઇ જેઠારામ લલ્લુભાઈ મારી પાસે રૂ. ૧૧૦ માગતા નથી પણ તે રૂ. ૨૫-૩૦ માગે છે. બે મહીના ઉપર રૂ. ૨૨૦૦)નું દેવું મેં આપી દીધું છે. હવે આશરે રૂ. ૪૦૦) ચારસો મારી પાસે બાકી રહે છે. (૧) માણેકલાલ લીલાચંદના રૂ. ૧૦૦-૧૫૦ (૨) જીવરામ સાંકળચંદના રૂ. ૫૦) (૩) કંદોઇ જેઠા બાપુના રૂ. ૩૫-૩૦ (ની વોરા સુનાઉદીનના રૂ. ૩૦) એ રીતના પૈસા મારી પાસે લેણા છે. આ સીવાય બીજાનાં લેણાનું મને યાદ નથી.

## મહંતના આંગળીયાટ દિકરાનો ઇતિહાસ

(૨૦) કોઇ વખત હું દાઢી મુછો કઢાવી નાંખું છું. અને ઘણે ભાગે હું દાઢી રાખું છું શંકરલાલ જમનાબાઇની સાથે સં. ૧૯૬૯માં આવ્યો હતો. તે વખતે તેની ઉમર ૧૫ વરસની હતી મારી પાસે તે વડનગર આવ્યો તે વખતે તે ૨જી કે ૩જી ઇંગ્લીશ ચોપડી ભણતો હતો. વડનગરમાં તે બે વર્ષ ભણ્યો. પછી તે મુંબાઇ નોકરી માટે ગયો. મુંબાઇમાં તે વરસ દોઢ વરસ લુવાણાને ત્યાં રહ્યો તે વખતે તેને મહીને રૂ. ૧૭-૧૮ પગાર મળતો પછી તે નારણ ધમેનને ત્યાં રહ્યો ત્યાં તેને રૂ, ૪૦૦) નો પગાર મળતો, અને તેમને ત્યાં રહેતો. વડનગરમાં શંકરલાલે જમનાબાઇ તે ઘર બાંધ્યું છે. જમીન રૂ. ૮૧)માં તેણે વેચાતી લીધી હતી. મકાન બાંધવામાં તેણે રૂ. ૧૦૦૦-૧૨૦૦) ખર્ચ કર્યો હતા. તે મકાન સં. ૧૯૭૪ માં બાંધ્યું હતું.

## મહંતની વડનગરમાં કંઇ મિલ્કત નહોતી

(૨૧) મારૂં મૂળ નામ ગીરધરલાલ નથુ છે. અને જાતે ખત્રી હતો, મારા બાપ નથુ ભાઇ કુતરા માટે રોટલા ઉઘરાવવાનું કામ કરતા નહોતા પણ તે રંગરેજનું કામ કરતા હતા મારા બાપ ગુજરી ગયા ત્યારે હું ૧૩-૧૪ વરસનો હતો વડનગરમાં મારૂં રહેવાનું ઘર હતું તે ઘર મે મારા ભાણેજ ગીરધરને હું સાધુ થયો ત્યાર પછી વેચ્યું હતું. તે પછી વડનગરમાં મારી કોઇ મીલકત રહી નહોતી.

## અમલદારોનું આશ્રમમાં આગમન

(૨૨) બરોડા સ્ટેટમાં સાર્વજનિક સંસ્થાઓ રજીસ્ટર્ડ થએલી હોય ત્યાં વીઝીટ કરવાને બરોડા સ્ટેટ અમલદારોની ફરજ છે. બરોડા સ્ટેટના અમલદારોની આશ્રમની વીઝીટ કરવાની ફરજ નથી. તેઓ અમલદાર તરીકે તપાસ કરવા આવતા નથી. પણ ખાનગી ગૃહસ્થ તરીકે મારા ખાનગી નાતાથી આશ્રમમાં આવે છે. મી. મકબુલહુસેન ક્યાંના રહીશ છે. તે મને

ખબર નથી. તે વીસનગર વિભાગ નાયબ સુબા છે. તે ગુજરાતી બોલે છે તે હીસાબનું કામ જાણે છે કે કેમ તે મને ખબર નથી, મી. મકબુલ હુસેન કચેરીમાં ઉતર્યા હતા.

**સરદાર સાહેબશ્રી વલ્લભભાઇ અને શ્રી. ઠક્કર બાપાએ મહંતને કયારે ઓળખ્યા ?**

(૨૩) આંક ૨ છપાયા પહેલાં છાપામાં અને પત્રિકાઓમાં મારી અને આશ્રમની વિરૂદ્ધ ટીકાઓ છપાતી હતી. દીવાન સાહેબને મારા વિરૂદ્ધ અરજી કર્યાનું આ કેસ પછી મને માલમ પડયું તે અરજી ચંદુ ચુનીલાલે કરી છે. અને જેને માટે મી. મકબુલ હુસેન તપાસ કરવા આવ્યા હતા. મી. મકબુલ હુસેન આવેલા તે શા માટે આવેલા તે હું જાણતો નહોતો. તેમ અરજી બાબતમાં આવ્યાનું તેમણે મને કહેલું. મણીલાલ તુલસીદાસ મારાથી અને આશ્રમથી વાકેફ છે કારણ કે વડનગરના છે. રા. બ. ગોવીંદભાઇ કડી પ્રાંતના સુબા હતા. તે પ્રાંતમાં વડનગર આવેલું છે. હાલનું આશ્રમનું મકાન મેં તે વખતે ગાયકવાડ સરકાર તરફથી તેમને સોંપ્યું હતું તેથી તેઓ પણ મને જાણે છે. મી. વલ્લભભાઇ પટેલ વડનગરમાં આવ્યા હતા. આશ્રમના છોકરાઓ લઇને તેમને લેવા માટે હું સ્ટેશન ઉપર ગયો હતો. આશ્રમમાં આવવા મેં તેમને આમંત્રણ આપેલું. પણ તે આવેલા નહિ. આશ્રમની કમીટી કરવા તેમણે મને કહેલું નહિ. તેમની સાથે આશ્રમ સંબંધી કાંઇ વાતચીત થઇ નહોતી. મી. અમૃતલાલ ઠક્કર વડનગર આવેલા. મારે તેમની સાથે કાંઇ પ્રસંગ પડેલો નહિ. વડનગરમાં લાયબ્રેરીની મીટીંગમાં મી. અમૃતલાલ ઠક્કર પ્રમુખ હતા. નરોતમદાસ મગનલાલના દીકરા સંબંધમાં બોલવા માટે હું મીટીંગમાં ઉભો થયો. નરોતમદાસ મગનલાલના દીકરાને મીટીંગમાં સારી જગ્યા ના આપી અને લાયબ્રેરીના કાર્યકર્તાઓ પક્ષપાત કરે છે એવું બોલવા માટે મી. ઠક્કરે મને ના પાડેલી લાયબ્રેરીમાં પૈસા આપનાર કેટલાંક માણસોને આમંત્રણ આપેલાં નથી તેથી લાયબ્રેરીની આવકને નુકશાન થાય એવું હું બોલતો હતો. તે વખતે મી. ઠક્કરે મને કહ્યુ કે તમે બોલો છો તે સેક્રેટરીને વિરૂદ્ધનું છે. તેથી આશ્રમના છોકરાઓ સાથે હું મીટીંગમાંથી ચાલ્યો ગયો હતો. લાયબ્રેરીની સભા માટે જાજમ, ખુરશીઓ અને બેઠકનો બધો સામાન મંડપ માટે મેં આપ્યો હતો. તે સામાનમાં કેટલોક આશ્રમનો અને કેટલોક જમનાબાઇનો હતો. મારા ગયા પછી જમનાબાઇ જાજમ ઉપાડી લેવા માટે આવ્યાની મને માલમ નથી. મંડળની બહાર આશ્રમના છોકરાઓ તોફાન કરતા હતા અને મંડળના બારણાં બંધ કરવા પડેલા હું તે વખતે ત્યાં નહોતો.

## ગૌશાળા અને ગાયો ગેબ

(૨૪) આશ્રમના છોકરાઓને હું રોજ દુધ આપું અથવા ચાર આઠ દહાડે આપું રોજ આપવાનો નિયમ નથી. આશ્રમમાં દર મહીને ૧૨ થી ૧૩ મણ દુધ વપરાય છે રિપોર્ટમાં દુધનું ખર્ચ લખેલું છે તે આ દુધનું છે.

સંવત ૧૯૦૩માં મેં બે મહીના ગૌશાળા ચલાવી અને ત્યાર પછી ગાયો ચારવા મોકલતો આશરે ૧૫–૨૦ ગાયો હતી તેથી વધારે નહોતી આંક ૧૧ નું પાના ૮૭ની પાછળનું પાછલું પાનું મને બતાવવામાં આવે છે તે આ ગૌશાળા છે તેનો આંક ૧૧ ૩૫–૪૦ ગાયો આપેલી તે વાત સાચી છે પરંતુ મહીના દોઢ મહીનામાં ૧૫–૨૦ ગાયો દોઢ મહીનામાં મરી ગઇ હતી. અને આશરે ૨૦ ગાયો રહી હતી. જે ગાય હાલ રબારીને ચારવા આપી છે તે

રબારી બે ત્રણુ વરસથી આવ્યો નથી. તે ગાયોનું શું થયું તે હું કાંઇ જાણુતો નથી. તે સંબંધમાં મેં કાંઇ પગલાં લીધા નથી. તેમ તેના પત્તાની મને ખબર નથી. આ બે મહીના દરમીયાન ગૌશાળાનો સેક્રેટરી અને પ્રમુખ હું પોતે જ હતો. મને બતાવવામાં આવે છે તે છાપું આંક ૩૩ મેં છપાવેલું તેમાં જમનાબાઇ સેક્રેટરી તરીકે લખેલું છે તે વાત સાચી છે, તે મને યાદ નહોતું. ગાયોની સારવાર માટે મેં એક રબારી રાખ્યો હતો તેને મહીને રૂા. ૧૦) પગાર હું આપતો હતો. એકે ગાયનું દુધ આવતું નહોતું. આ ગૌશાળામાં આશરે રૂા. ૨૦૦) ખર્ચ મને થયો હતો. ગૌશાળા ખાતે કાંઇ ઉપજ આવી નથી. તેનો કાંઇ હીસાબ મેં રાખ્યો નથી. તેમને ખાતે કોઇનો પૈસો આવ્યો નથી; પરંતુ આશરે ૧૦૦૦ એક હજાર પુળા પાટીદારો તરફથી આવ્યા હતા.

## ઉપાધ્યક્ષમાંથી કમી થવા બાબત

(૨૫) વડનગરની વિશીષ્ટ પંચાતનો હું ઉપાધ્યક્ષ હતો. તેમાં મારા કામ સંબંધી વડોદરા સરકાર તરફથી તપાસ થઇ નહોતી. પરંતુ મને સભાસદમાંથી કમી કર્યો હતો. મને કમી કરવા સંબંધી થયેલા હુકમની નકલ મને બતાવવામાં આવે છે તે આંક ૩૪ની છે. ચુનીલાલ પ્રભુરામને પણુ આ હુકમથી કમી કરેલા. તે ચુનીલાલ પ્રભુરામ "ભીમસેન" પેપરનો તંત્રી હતો તે આ કેસમાં મારો સાક્ષી છે. આંક ૩૪ પેરા ૫ માં લખેલા ચુનીલાલ તેજ ચુનીલાલ પ્રભુરામ છે.

## ભગવાનદાસ ઉપરની ફરીઆદ અરજી

(૨૬) આંક ૨૧ ગઇ કાલે રજુ કર્યું હતું તે જજમેન્ટ છે. પણુ તે ફરીયાદ નથી. પરંતુ તે ભગવાનદાસ સામેનું છે. મને બતાવવામાં આવે છે તે ભગવાનદાસ નરસીદાસ અને ચંદુલાલ ચુનીલાલ સામે બદનક્ષીની ફરિયાદ મેં કરેલી તેની સહીસીક્કાવાળી નકલ છે. તેનો આંક ૩૫ છે. તે કેસમાં મેં આપેલી જુબાનીના સહીસીક્કાવાળી નકલનો આંક ૩૬ છે.

## આશ્રમના નામની ફેરફારી

(૨૭) મારા આશ્રમનું નામ મહંત શ્રી ગોરધનદાસ અનાથાશ્રમ છે. આંક ૨૬માં ૧લો નિયમ છે કે કોઇને આશ્રમનું નામ ફેરવવાનો અધીકાર નથી પરંતુ મને બધી સત્તા છે. ફરી અનાથાશ્રમ એ નામ મેં ક્યારથી દાખલ કર્યું તે મને યાદ નથી. આ આશ્રમનું બીજું પણુ નામ હશે ખરૂં ? "મહંત શ્રી ગોવર્ધનદાસજી અનાથ ભારતોદ્ધાર આશ્રમ–વડનગર" એ નામ પણુ આશ્રમનું છે. મને બતાવવામાં આવે છે તે મારા આશ્રમની પહોંચ બુકનું પાનું છે. આંક ૩૭ આંક ૩૭ની પાછળ રાતી સહીથી છાપેલી હકીકત ખરી છે.

## ઘોડાગાડી બાબત, સરકારી જમીનનું બીનપરવાનગીથી દબાણુ

(૨૮) ઘોડાને ચંદી અને ઘાસ હું આપું છું. વછેરીને પણુ તે પ્રમાણે આપું છું. તે રોજ કેટલું આપવામાં આવે છે તે હું જાણુતો નથી. તે જમનાબાઈ જાણે છે. જમનાબાઇએ ગાડી હાંકનાર રાખ્યો છે કે નહિ તે મને ખબર નથી. હું ફરવા જાઉં ત્યારે હું પોતે ગાડી હાંકું છું. મેમાન પરોણુા માટે હું ગાડી મોકલતો નથી. મારા બૈરાં અને બે છોકરાંને ફરવા માટે હું ગાડી હાંકીને લઇ જઉં છું. બૈરાં છોકરાંને મારા સિવાય ફરવા જવાનું હોય નહિ.

હું પોતે જ ગાડી હાંકનાર છું. કોઇ નોકર નથી. એક પાટીદાર બાઇ કચરો વિગેરે લઇ જાય છે. અને ઘોડાને સાફસુફ કરી જાય છે અને તેને કાંઇ આપવું પડતું નથી. ઘોડાનો સામાન હું પોતે સાફ કરી લઉં છું. ઘોડો અને વછેરો પાટીદાર બોર્ડીંગના મકાનમાં હું રાખતો અને તેનું મહીને રૂા. ૨) આપતો. ગાડી બહાર પડી રહે છે. હાલ તે ઘોડો સરકારની ખુલ્લી જમીનમાં હું બાંધું છું. તેનું કાંઇ ભાડું હું આપતો નથી.

## નોકરોનો હારડો

(૨૯) અંગ્રેજી શિક્ષકને મહીને રૂા. ૨૦) અને ગુજરાતી શિક્ષકને હું મહીને રૂા. ૧૦) આપું છું. તેમાં કાંઇ સ્હેજ ફેરફાર પગારમાં કર્યો હશે. તે આ રીપોર્ટવાળા ત્રણ વર્ષ બાબતમાં છે. ડ્રીલ માસ્તરનો શરૂઆતમાં રૂા. ૧૦) પગાર હતો. તે પગાર ૧॥ વરસ પછી રૂા. ૧૨) અને પછી રૂા. ૧૪) કર્યો છે. મ્યુઝીક માસ્તરને મહીને રૂા. ૧૪) પગાર આપતો. પટાવાળો દરજીનું કામ કરતો હતો. દરજી કામ માટે જુદો વધુ પગાર આપવામાં આવતો નહોતો. શાળા ખાતાના માસ્તરને તેના કામના પ્રમાણમાં પૈસા આપવામાં આવતા હતા. તે આશરે રૂા. ૧૫) આપવામાં આવતા હતા. ધોબીને મહીને રૂા. ૧૨) અને હજામને મહીને રૂા. ૨થી ૩ આપવામાં આવતા. રસોઇયાને અને તેની ઓરતને મહીને રૂા. ૧૮) પગાર આપવામાં આવતો હતો. અને તે ત્યાં જમતા હતા. બન્ને નોકરડીયોને ખાવું પીવું અને બન્નેને મહીને રૂા. ૭) પગાર આપતો હતો. પાણી ભરનારીને મહીને રૂા. ૧૩) આપતો. ગુજરાતી શિક્ષક નામું લખતો હતો તેને કાંઇ જુદું આપતા નહોતા. દરજીનું કામ શિખવનારને રૂા. ૮ અને ૧૨ આપવામાં આવતા. વૈદ્યને ખાવા પીવા સાથે બીજા વરસથી રૂા. ૨૦૦) બાર મહીને આપવામાં આવતા. આ બધા નોકરોએ રીપોર્ટમાં બતાવ્યા પ્રમાણે નોકરી કરી છે. હું માસીક પગાર પત્રક રાખતો પણ તે હું રજુ કરવા માગતો નથી.

## ચોપડા વિગેરે બતાવવાની ના

(૩૦) આશ્રમમાં કોઇ કમીટી રાખી નથી. આશ્રમ સંબંધમાં હું કાંઇ બજેટ કરતો નથી. આંક ૨૬ની કલમ ૧૧માં બજેટ સંબંધી લખ્યું છે. પણ હું કાંઇ બજેટ કરતો નથી. આશ્રમના હીસાબ કોઇ ઓડીટરને બતાવીને હું પાસ કરાવતો નથી. ઓડીટર નીમવાની જરૂર જોતો નથી. વીઝીટ બુકમાં કોઈ યોગ્ય શેરા કરી જાય તેના ઉપર હું યોગ્ય લક્ષ આપું છું. એવો આંક ૨૬માં નિયમ છે. અને તે સંબંધી મને યોગ્ય લાગે તો હું લક્ષ આપું. પાટણ વિભાગના નાયબ સુબા મી. દીવેટીયા આશ્રમમાં વીઝીટ માટે પધારેલા. તેમણે આશ્રમની વ્યવસ્થાપક કમીટી કરવાની સુચના કરી હતી. હડાળા સ્ટેટના કારભારી ઇચ્છાશંકરભાઇએ આશ્રમની વીઝીટ કરેલી તેમણે બંધારણ અને વ્યવસ્થાપક કમીટી નીમવા સુચના લખી છે.

આશ્રમમાં આવતા અનાજનો હું રોજમેળ રાખું છું તે જુદો રોજમેળ નથી પરંતુ અનાજની કીંમત હું ચોપડામાં જમે કરૂં છું. અનાજની કીંમત જમે કરીને ઉધારવામાં આવે છે- આ હું રોજ મેળમાં જમે ઉધાર કરૂં છું. અનાજની આવક જાવકનો જુદો હીસાબ હું રાખતો નથી. અનાજ તાળામાં રાખવામાં આવે છે. તેની કુંચી મારી પાસે રહે છે. તેમાંથી ગમે તેટલું અનાજ હું કોઇને આપી દઉં તો તે કોઇને ખબર પડે નહિ.

આશ્રમ ઉઘાડયા પહેલાં મેં ફરનીચર ખરીદ કરેલું. તે આશ્રમ ઉઘાડયા પછી તેની કીંમતના રૂા. ત્રણ હજાર આશ્રમ ખાતે ઉધારીને મેં લઇ લીધા હતા. ડેડસ્ટોકનું લીસ્ટ હું રાખું છું પણ રજુ કરવા માંગતો નથી. આવક રોજમેળ અને ખાતાવહી એ રીતના ચોપડા હું રાખું છું. સરવૈયું હું બતાવું છું, ચોપડા હું કોર્ટને બતાવા માગતો નથી. ઉધાર બાજુની રકમો માટે પરચુરણ સિવાયની રકમોના વાઉચરની ફાઇલો બતાવવાની હું કોર્ટને ના પાડું છું. આંક ૧૭માં રૂા. ૨૫૨૮–૫–૩ની મુસાફરી ખાધા ખર્ચ વિગેરેની રકમ આશ્રમના છોકરાઓને ફંડ ઉઘરાવવા માટે લઇ ગયા બદલની છે. જો કોઇ કહે કે રૂા. ૧૫૦૦) ખર્ચવામાં આવ્યા છે. અને રૂા. ૧૦૦૦) ખાઇ ગયા છે. તો પણ તે બતાવાને દસ્તાવેજી પુરાવો રજુ કરવાને હું ખુશી નથી. આ મારો જવાબ આ ત્રણે રીપોર્ટમાં છાપેલી હીસાબની બધી રકમોને લાગુ પડે છે.

### ફોટાઓ બાબત

(૩૧) આંક ૧૦ મને બતાવવામાં આવે છે. તા. ૧૧–૪–૨૪ના રોજ હાજર છોકરાની સંખ્યા ૩૮ છે મારો અને ભંગી લોકોનો ફોટો લેવડાયેલો તેના આંક ૩૮ છે. તેના નીચે કરેલી નોટસ ભંગીઓની બરોબર છે. પોલ પત્રીકા તા. ૨૧–૨–૨૯ ઉપરના પહેલા પાના ઉપરનો ફોટો મારો છે. તેનો આંક ૩૯ છે. મને બતાવવામાં આવે છે તે ફોટો તેમાં એક બાઇ મારા માથા ઉપર પાછળથી ફુલ મૂકતી બતાવી છે તે મારો ખરો ફોટો નથી. પણ તે બનાવટી ફોટો છે. મને બતાવવામાં આવે છે તે આંક ૪૦નો ફોટો મારો છે

અલક્ષ જ્યોતિ ઉર્ફે ચંદુલાલ ચુનીલાલ સામે મેં પહેલી ફરીઆદ માંડી નહી તેનું કારણ કે તેના ગુરૂ શંકરાનંદ સ્વામીએ તેને ઠપકો આપેલો અને તેને જવા દેવા માટે મને કહેલું. પછી ચંદુલાલ ચુનીલાલ પરીખે પોલ પત્રિકામાં લખાણો મોકલેલાં તેથી મારે બદનક્ષીની ફરીઆદ કરવી પડેલી. રીપોર્ટ શિવાયના વરસોના હિસાબના ચોપડા હું રજુ કરવા ખુશી નથી

વધુ ઉલટ તપાસ મુલ્તવી
તા ૧૨–૨–૩૦

Sd/ C. N. JOSHI
સીટી માજીસ્ટ્રેટ

## ચોપડા તથા વાઉચર વિગેરે જોવા શ્રી. શેઠના વકીલે કરેલી અરજ તે ઉપર મહંતે લખેલા શેરા અને નામદાર કોર્ટની સુચના

અમદાવાદના મે–શી–ફ–ક. માજી. સાહેબની કોર્ટમાં

ફો–કે–નં. સને ૧૯૩૦

ફરીઆદી મહંત ગોવર્ધનદાસ ગણુપતરામ રે. વડનગર

વિરૂદ્ધ.

તહોમતદાર–અમૃતલાલ દલપતભાઇ શેઠ રે. રાણપુર

ઈ. પી. કો ક. ૫૦૦

આ કામમાં તો. દાર તરફથી અરજ એ છે કે આ કેસની મુદત તા. ૧૧–૨–૩૦ ની નામદાર કોર્ટે રાખેલ છે. તો–તે મુદતે મહંત ગોર્વધનદાસજી ગણુપતદાસજી સવંત ૧૯૭૯થી

૧૯૮૫ ની સાલોના હિસાબના ચોપડા તથા વાઉચરો નામદાર કોર્ટમાં રજુ કરે તેવો હુકમ ફરમાવવા મે. કરશો અને તે પ્રમાણે તેઓ આજે કોર્ટમાં હાજર હોવાથી તેમને ખબર આપવા મે. કરશો. અગર કોર્ટથી સમન્સ કાઢવા મે. કરશો. તા. ૭–૨–૩૦

મંજુર ( મી. મો–કોટડાવાળા)
૭–૨–૩૦ પ્લીડર

મહેરબાન સાહેબ

નામદાર કોર્ટનો હુકમ સાંભળ્યો તે વાંચી સમજ્યા પણ અમો અમારા ચોપડા અમારા આશ્રમને જે ગૃહસ્થો દાન વગેરે આપે છે તેને જ દેખાડવા બંધાયલા છીએ બીજાને ચોપડા દેખાડવા અમો બંધાયલા નથી. કારણ કે આ સંસ્થા સાર્વજનિક નથી તેથી ચોપડા રજુ કરી શકીશું નહિ તે સાહેબ મહેરબાનને જાહેર થાય. તા. ૭–૨–૩૦

મહંત ગોવર્ધનદાસ ગણુપતદાસ સહી દા. પોતે

સા. મા. ફા.

અમો અમારો હિસાબ અમારા આશ્રમ દાતા સિવાય કોઇને પણ આપતા નથી તેમજ નામદાર શ્રીમંત ગાયકવાડ સરકારના અમલદારોએ હીસાબ લેવા માટે નોટીસ કાઢેલી પરંતુ શેઠજી સાહેબના ઠરાવ પ્રમાણે તેઓ માગી શકયા નહી અને તેમને માગવાનો અધિકાર નથી તેવું ચર્ચાપત્ર છપાવી બહાર પાડેલું તે ચર્ચાપત્રનો આંક તા. ૨૦–૧૧–૨૫નો રજુ કરું છું તે સાહેબ મહેરબાનને વીદીત થાય. તા. ૭–૨–૩૦

મહંત ગોવર્ધનદાસ ગણુપતદાસજી
સહી દા. પોતે

કહે છે કે અમો ચોપડા અમારા જોખમે રજુ કરીએ અથવા ન પણ કરીએ

(ઇંગ્રેજીમાં સહી) સી. એન. જોશી.

## આંક. ૪

## આશ્રમ બાંધવા મહંતે પરવનગી લીધી તેની નકલ

( આ નકલમાં બ્લેકટાઇપ પુસ્તકના લેખકે કર્યા છે )

કોર્ટ ફી સ્ટેંપ
૦–૪–૦

મે. રા. સા. વડનગર સુધરાઇ કામદાર સાહેબ,

અરજદાર. કસબે વડનગરના રહીશ મહંત ગોરધનદાસ ગણુપતરામનો રિપોર્ટ કે–

મારી જમીન પ્રથમ ઘરાં હતાં તે હાલ પડી ગયાં છે. પાનાતુકાના મહાડની પછીત પાસે એટલે તળાવના કીનારા ઉપર મેં વેચાણ રાખેલી છે. તેના ઉપર પાયામાંથી મકાન બંધાવાનું છે. તો આપ સાહેબ જાતે તપાસ કરીને પરવાનગી આપવા મેં. થશે. તા. ૧૩–૪–૯

દા. ૨૪–૪–૯ ગોરધનદાસ ગણુપતદાસ સ. દ. પોતે મહંત

વ. સુ. આ. નં. ૧૮

મેમ્બરના અભીપ્રાય

સદરહુ જગા નજરે જોઇ છે. અરજદારના માગ્યા પ્રમાણે અસલ હદ નીશાન ઉપર બાંધકામ કરવા અરજદારના જોખમે પરવાનગી આપવા અભીપ્રાય છે.

તા. ૧૯૦૯ (સહી) પુરશોતમ પુંજીરાવ સુધરાઇ સભાસદ

વ. સુ. આ. ૯૮–૬૫

મે. રા. સા. ખેરાળુ વહીવટદાર તરફ

સદરહુ જગો અમે નજરે જોઇ છે. મકાન પડી ગયા છે. તેના પ–દેખાય છે તેનો નકશો માપ સાથે સામેલ છે. તેટલી જગામાં અસલ હદ મુજબ અરજદાર પોતાના જોખમે કામ કરે તો સભાસદોનાં મતનો છું તો એ બાબત તપાસ થઇ કામનો નીકાલ થવા આપ સાહેબ તરફ મોકલું

તા. ૧–૫–૯ ઇંગ્રેજી સહી

સુધરાઇ કામદાર

ઠરાવ

સુધરાઇના સભાસદ તેમ જ આજમ સુધરાઇ કામદાર સાહેબના અભીપ્રાય ઉપર નજરે અરજદારની માગણી પ્રમાણે તેના જોખમે બાંધકામ કરવાની પરવાનગી આપવામાં આવે છે તેનો રીતસર અમલ થવો. તા, ૨–૫-૯

(દ્દાીણી સહી)

ખેરાળુ વહીવટદાર

## વડનગરના કબીરપંથી મહંત ગોવર્ધનદાસ ગણુપતદાસની તા. ૧૧–૭–૨૨ ની પોતે સ્થાપેલી સંસ્થાના મકાન બાબતની અરજી ઉપરથી નામદાર સરકારે કરેલા હુકમની નકલ.

કોર્ટ ફી ટીકીટ રૂ. ૦–૪–૦

The arrangements made now being followed are clearly opposed to the agreement with the Mahant & the Dewan's orders, We are bound to see that the bulding is not used for the benefit of one particular class only.

**The present arrangements are opposed to the agreement & c.**

The Mahant tells me he will pay up the Rs. 1200 or whatever we are liable to pay the Kadva Kunbi

**If the Mahant pays liabilities to Kadva Kunbi the building should be restored to him &c**

caste. If he does so the Building should be restored to him on condition that he uses it for a poor house for children of all castes and maintains it to the satisfaction of Government. He will be the Vahivat Karanar of a public Institution, carrying it on as the law requires. But he should not be interfered with unnecessarily.

10-7-22

(Sd) **C. N. Seddon.**
Amatya.

Copied by
**Tungare D. B.**

Compared by
**Mahulker S. A.**

સીક્કો.

હજુર કચેરી
વડોદરા.

ખરી નકલ—
ચતુરભાઈ પટેલ.
સહી મંત્રી મદદનીશ
પ્રગતિ વિભાગ

## આંક ૭

### અનાથાશ્રમના મકાનની સર્વ્હે ખાતેથી મળેલી સણંદ

આ સણંદ તા. ૨-૧૨-૧૯૧૮ના રોજ સર્વ્હે અને સેટલમેન્ટ કમીશનર વડોદરા રાજ્યની સહીથી વડનગર વિશિષ્ટ પંચાયતને આપવામાં આવેલી. તેની તળે નીચે પ્રમાણે શેરો છે.

મહંત ગોરધનદાસ ગણપતદાસને આ સણંદ આપવા બાબત મે. રા. રા. કડી પ્રાંત સુબા સાહેબ તરફથી ૨૬/૫૦-૮૦નો આવ્યો છે. તે આધારે આપી છે. અને સણંદમાંનું માપ બતાવેલું મકાન પણ મહંત ગોરધનદાસ ગણપતદાસને અપાએલું હોવાથી આ સણંદ આપવામાં આવી છે તા. ૨૦-૧૨-૧૯૨૩

(સહી) મગનલાલ જીવરામ ઉપાધ્યક્ષ

## આંક ૮

### પાટીદાર બોર્ડીંગને આપવાની રકમ મહંતે આપી તેની પહોંચ
### શ્રી જમા વર્ખશીશન

**મહાલ મજકુરના બીલ દફ્તરે**

ખેરાળુ મહાલ વહીવટદાર મુલકી દફતરેથી વડનગરના મહંત ગોરધનદાસ ગણપતદાસે તેમના મકાનના ઠરાવ પ્રમાણે રૂા. ૧૩૪૬-૩-૬ અંકે તેરસો છેતાલીશ રૂપીઆ, ત્રણ આના,

૭ પાઇ રજુ કરેલા તે વડનગર કણબી હીતવર્ધક બોરડીંગના ચાલકને આપવાની પણ તે લેવા હાજર ન હોવાથી આ સાથે અનામત ડીપોઝીટ ખાતે જમાં થવા મોકલ્યા છે તે જમાં કરી પહોંચ આપવી. તા. ૧૬ માહે જાનેવારી સને ૧૯૨૩

શંભુ દેસાઇ

૧૩૪૬–૩–૬ તેરસો છેતાલીશ રૂ. ત્રણ આના ૭ પાઇ પરચુરણ રોજમળ પાનું ૯૯ ર. નં. ૮૬માં અનામતમાં જમાં કરવામાં આવ્યા. તા. ૧૬–૧–૧૯૨૩

નરોતમ શંભુ દેશાઇ વહીવટદાર

## આંક ૯

### વરંડાના ખરચની રકમ આશ્રમના સેક્રેટરી શંકરલાલે આપી તેની પહોંચ

શ્રી

મહેરબાન ખેરાળુ મહાલના વહીવટદાર સાહેબ

મુ. ખેરાળુ

વડનગર મહંત શ્રી ગોરધનદાસ અનાથ આશ્રમના સેક્રેટરી શંકરલાલ ગોર્ધનદાસનો વિનંતી રિપોર્ટ કે

સદરહુ મકાન સાથેનો વરંડો સોંપવા રા. બા. કડી પ્રાન્ત સુબા સા. બા. તરફથી હુકમ થવાથી વરંડાના ખરચના રૂ. ૨૧૩-૪-૯ અંકે બસોતેર, ચાર આના, નવ પાઈ આ સાથે રજુ કર્યા છે તો તે જમા કરી પાવતી આપવા મે. કરશો. તા. ૭–૯–૨૩

વડનગર મહંત શ્રી ગોરધનદાસજી અનાથ આશ્રમના સેક્રેટરી

શંકરલાલ ગોરધનદાસ સહી દ. પોતે

૨૧૩–૪–૯ અંકે બસોતેર રૂપીયા, ચાર આના, નવ પાઇ પ. રો. પા. ૪/૬ ઉપર અનામત ડીપોઝીટમાં જમા કર્યા છે. આવ્યા તા. ૭ સપ્ટેમ્બર ૧૯૨૩

નરોતમ શંભુ દેસાઇ
વહીવટદાર

## આંક ૧૨

### મહંત ગોરધનદાસે વડોદરામાં ઘોડાગાડી સંવત ૧૯૭૧માં લીધેલી તેના માટે ઉપાડેલી રકમનું ખાતું

રા. શા. વકીલ વીશ્નુપંથ ભીકાજી જોશી

રે. વડોદરા બાજીપુરા

મહંત ગોરધનદાસ ગણુપતદાસ રે. જંબુસર જીલો ભરૂચ. હાલ વડોદરા ખત્રીપોળ વાળાનું ખાતું સં. ૧૯૭૧ પોસ વદ ૧૦ વાર સોમ

૨૦૦) રોકડા રૂપીઆ બસો શ્રી વિજય ફેકટરીના માલીક મી. હરજીવન-

દાસ ગોરધનદાસની પાસેથી ગાડી મેં વેચાતી લીધી તેની કીંમતના આપવા માટે તમારી પાસેથી આજ રોજ લીધા છે. (લખાણ ફાટી ગયું છે) તા. ૧૧-૧-૧૫.

(સહી) મહંત ગોરધનદાસ ગણુપતદાસ સ. દા. પોતે બસો લીધા છે દા. પોતે

સદરહુ ખાતાનો ચુકતે નીકાલ કરી આપુ ખાતું ચુકતે કર્યું છે.
તા. ૧૫/૧૭ સહી

## આંક ૧૩

### મહંતે વડનગરમાં ગાડી લીધી તેની પાવતી

તા. ૨૯-૧૨-૧૯૨૩

મહંત શ્રી ગોવર્ધનદાસજી ગણુપત સાહેબ

જોગ લખી આપનાર શેઠ ચીમનલાલ નરસીદાસ જત લખી આપું છું કે અમારૂં ડોકયાર્ડ નંગ ૧) એક સેકન્ડહેન્ડ તમોને આજરોજે રૂા. ૨૦૦) બસોહ કલદાર ગણી લઇ આજ રોજ તમને વેચાણુ આપ્યું છે તે અમારે કબુલ મંજુર છે. જેમાં નોટ ૧ રૂા. ૧૦૦) સોની નંબર 50/49-92435ની અને રૂા. ૧૦૦) એકસોહ રોકડા જુમલે રૂા. ૨૦૦) બસોહ લઇ આ પાવતી રાજીખુશીથી લખી આપી મજકુર ડોકયાર્ડ ઉપર મારો કોઈ પણ દર દાવો નથી. રૂા. ૨૦૦) અંકે બસોહ અમને પહોંચ્યા છે.

---

શેઠ ચીમનલાલ નરસીદાસની વતી શેઠ નટવર ચીમનલાલની સહી હ. પોતાના

### અમદાવાદમાં પ્રસિદ્ધ થતું "દૈનિક પ્રભાત પત્ર"

તા. ૬-૮-૧૯૨૫ના પાન ૫ ઉપરથી.

## આંક ૧૮

# ચર્ચાપત્ર

ચર્ચાપત્રમાં ચર્ચાતા વીષય. ચર્ચાપત્રોના વિચાર અને ચર્ચાપત્રીના લખાણુ સાથે અમો સંમત છીએ એમ માની લેવું નહિ "તંત્રી પ્રભાત"

## જાહેર પ્રજાને ચેતવણી

મહંતશ્રી ગોરધનદાસજી અનાથાશ્રમ. મુ. વડનગર.

આ નામનું ખાદીના કપડા ઉપર ચીતરી છોકરાઓ લઇ ભીખ માંગવા શહેરમાં ફરતા માલુમ પડે છે તે છોકરાઓની સાથે સફેદ કપડાં અને દાઢી રાખેલી છે તેમનું નામ મહંતશ્રી ગોરધનદાસજી છે. આ મહંતશ્રી છોકરાઓ રાખી ભીખ માંગી પૈસા ઉઘરાવી લોકોના પૈસાનો

દુરૂપયોગ કરવા બેઠા છે તેમના આશ્રમમાં નથી સદ્‌ગૃહસ્થોની કમીટી કે રીતસરનું બંધારણ કે જેથી પૈસાનો દુરૂપયોગ થતો કોઇ અટકાવી શકે પોતે અને તેમનો દીકરો એ બંને પોતાની મરજી મુજબ લોકોનાં ઉઘરાવેલા પૈસાનો ઉપયોગ કરે છે તે તેમની પાસે આશ્રમ સ્થાપ્યો ત્યારથી અત્યાર સુધીના હીસાબો માંગશો તો માલુમ પડી આવશે.

મહંતશ્રીને કંઇ ધંધો નહી જડતો હોવાથી આ અનાથાશ્રમનો ધંધો લઇ બેઠા છે તેમનું ખાનગી જીવન તો એટલું બધું અચંબો પમાડે તેવું છે અને તે જેને જોવું હોય તે ખાનગી તપાસ વડનગરના ગામમાં કરે તો જ માલુમ પડી આવે. આ મહંતશ્રી બે ત્રણ વરસ ઉપર અમદાવાદ મુંબઈ વગેરે શહેરોમાં ફરી આશરે દશ હજાર રૂપીઆ ઉઘરાવી ગયા હતા તે પઇસા કેવી રીતે વાપર્યા તે પણ જાણવામાં આવ્યું નથી. મારા જાણવા પ્રમાણે તેમને ઘેર છોકરાં છે અને તેમના લગ્નમાં અમુક ભાગ ખર્ચાઇ ગયો છે અને બાકીનો પોતાના ઘર ખર્ચમાં અને નજીવી રકમ પંદર વીસ છોકરાંઓનાં પેટ ભરવામાં વાપરી દીધી છે. અત્યારે છોકરાઓની નિશાળ ચાલુ છે છતાં મહંતશ્રી છોકરાઓને ભણવાનું મુકાવી પૈસા ઉઘરાવવા લઇ આવ્યા છે તેથી જણાય છે કે આ આશ્રમ છોકરાઓને ભણાવવા નહિ પણ પૈસા ઉઘરાવી લહેર ઉડાવવા ઉઘાડેલો છે. હાલમાં તેમની પાસે પચાસ છોકરાનો આશરો હશે પણ પૈસા ઉઘરાવી ગામમાં ગયા પછી છોકરાઓને માર મારી હરકોઇ બાને કાઢી મુકવામાં આવે છે. આ બાબત પહેલાંની છોકરાંઓની નોંધબુક જોવાથી માલુમ પડશે. આથી જાહેર પ્રજાને ચેતવણી આપવાની કે પૈસા આપતા પહેલાં પુરતી ચોકસાઇ કરવી જેથી આપેલા પઇસાનો સદ્‌ઉપયોગ થાય,

લી.

જાણનાર

## આંક ૧૯

### મહંતનો તથા દૈનિક પ્રભાત પત્રના તંત્રીનો ખુલાસો

(આ ખુલાસામાં બ્લેક ટાઇપ લેખકે કર્યા છે)

દૈનીક પત્ર પાનું ૬

તા. ૮-૮-૧૯૨૫

### મહંતશ્રી ગોરધનદાસનો ખુલાસો

મે. "પ્રભાત" પત્રના અધિપતી સાહેબ

જત આપના ગુરૂવાર તા. ૬-૮-૨૫ના અંકમાં વડનગરના અમારા અનાથાશ્રમ વીરૂદ્ધ કોઇ દ્વેષીલા સખ્સે ચર્ચાપત્ર આપ્યું છે જેનો મારી તરફનો નીચે મુજબ પ્રત્યુત્તર આપના સુપ્રસીદ્ધ પત્રમાં છાપી મને ઉપકૃત કરશો.

સદરહુ ચર્ચાપત્રમાં ચર્ચાપત્રીએ જે જે બીના જણાવી છે તે તદન એક તરફી અને એક સાર્વજનિક ઉપયોગી સંસ્થાની પ્રતિષ્ઠાને હાની પહોંચાડનારી છે.

અમારા આશ્રમનો હિસાબ સર્વને જોવા માટે જાહેર જ છે. અને દર સાલ રિપોર્ટ બહાર પાડવામાં આવે છે. તથા તેના વહીવટ બદલ કોઇને પણ શંકા હોય તેને અમે ખાસ

વિનતી કરીએ છીએ કે જાત માહીતી લીધા સિવાય ભળતી બાબતો ઉપર ધ્યાન આપવું નહિ.

**અમારી સંસ્થા બદલ અભીપ્રાયો ઘણા ગૃહસ્થો અમલદારો વિગેરેના છે.** તે પણ જેને જોવા હોય તેને અમે ખુશીથી બતાવી તેનું મન સંતોષ કરીશું.

એક ઉછરતી સંસ્થાને દ્વેષ બુદ્ધીથી તોડી પાડવાના ઇરાદાથી જો એ ચર્ચાપત્રીએ ચર્ચાપત્ર લખ્યું હોય તો એ કૃતથી એક ધાર્મીક કાર્યને જે ફટકો પહોંચશે અગર ગરીબ નિરાધાર બચ્ચાંઓ રઝળશે તો જેવી પ્રભુની મરજી. અમે તો અમારૂં કામ નિસ્વાર્થ બુદ્ધીથી કરીએ છીએ છતાં લોકોને આ બાબતમાં પોતાને વહાવટ કરવો હોય તો હું તેને આપવા તૈયાર છું.

હું અને મારો પુત્ર એ આશ્રમના ફંડ ઉપર નિર્વાહ કરીએ છીએ તો જણાવવાનું કે મારે પુત્ર જ નથી અને ઉલટી વીસ હજારની મારી જાતની મુડી આશ્રમમાં મેં નાંખી છે, છતાં પણ બીનપાયેદાર ખબરો ચર્ચાપત્રીએ છપાવી છે. તે ઉપર અમદાવાદના સુજ્ઞ દાનવીરોએ ધ્યાન નહિ આપતાં દરેક માહીતી મેળવી મન સંતોષીત કરી આપનો દયાળુ કર અમારા તરફ લંબાવશો એ આશા છે.

(સહી) મહંત ગોરધનદાસજી

અનાથ આશ્રયના અધિપતી—વડનગર

ઉપરનો જવાબ આપવા મહંતજી ગોરધનદાસજી અમારી ઓફીસે રૂબરૂ પધારેલ અને તેમની પાસે ઘણાં જ પ્રમાણપત્રો આશ્રમના વહીવટ સંબંધના છે જેમાં તેમની સંસ્થા બદલ સંતોષ જાહેર થયો છે. મુખ્ય પ્રમાણપત્રમાં આ શહેરના જાણીતા ડૉ. સુમંત બી. મહેતા તથા વડોદરા રાજ્યના વિદ્યાધિકારી રા. નંદનાથ કેદારનાથ દીક્ષીત તેમજ વડોદરા રાજ્યના સર સુબા સાહેબ મહેરબાન ભાટે સાહેબ તથા નાયબ સુબા મહેરબાન દીવેટીયા સાહેબ એમના પ્રમાણપત્રો અમે વાંચ્યા અને જે વાતચીત મહંતજી સાથે અમને થઇ છે તે ઉપરથી અમે જણાવવાની ફરજ સમજીએ છીએ કે સદરહુ સંસ્થા નિસ્વાર્થ બુદ્ધિથી જ મહંતજી ચલાવે છે ને તેના વહીવટમાં ગોટાળો યા બીજી ગફલત નથી જ એમ અમારી ખાત્રી થઇ છે. જેથી એમના વિરૂદ્ધની જે વાતો થાય અગર લખાય તે માનવા લાયક નથી. તંત્રી "પ્રભાત"

## આંક ૨૦

# વડનગરના ખત્રી ગીરધરલાલ મગનલાલ ઉર્ફે મહંત ગોરધનદાસને ખુલ્લો પત્ર.

મહંતજી,

વિ. તમારી તા. ૨-૫-૨૪ ની પ્રગટ કરેલી પત્રિકા વાંચી કેટલેક સ્થળે અજ્ઞાનતા નજરે પડે છે અને તેથી જ તમારાં હ્રદય ચક્ષુને ઉઘાડવાની તક આપવા આ ખુલ્લો પત્ર લખવાની હું રજા લઉ છું તો મને ક્ષમા કરશો.

(૧) "વડનગરની જાહેર પ્રજાને વિનંતી" કરવાને હૃદયનો ઉભરાટ જે તમને ઉછળી આવ્યો છે તે સાત્વિક યા તો પરમાર્થીક નથી પણ તમોએ તમારા સ્વાર્થની ખાતર "સ્વયં-સેવક સમાજ" કે જે તમારા કેટલાંક કૃત્યો અજવાળામાં આવે છે તેની તથા કાર્યવાહકોની તરફના દ્વેશથી ભરપુર છે, તે સદરહુ પત્રિકા વાંચનાર તથા સત્ય હકીકત જાણનાર હરકોઇ ઇસમ કબુલ કર્યા શીવાય રહે નહી.

(૨) ભાઇ મોહનલાલ વિઠ્ઠલદાસ પટેલ તે સમાજના કહેવાતા નહીં પણ યોગ્ય રીતે નીમાયેલા કેપ્ટન છે. તમારી સદરહુ પત્રીકામાં જ તમે સમાજ તથા તેના મંત્રીને કહેવાતા નહીં પણ ખરા તરીકેનો સ્વીકાર કરેલો છે. તો પછી કહેવાતા શબ્દોનો પ્રયોગ કરીને તમોએ તમારી "સ્વયંસેવક સમાજ" તથા તેના કેપ્ટન પ્રત્યેની કડવી લાગણી બતાવી આપી છે.

(૩) શું એ સત્ય છે કે—તમે એક નિર્દોષ બાળીકાનો સંસાર ધુળમાં મેળવી દઇ ભગવાં ધારણ કરી ભેખ લીધો અને જ્યારે વિષયવાસના ઉછળી આવી ત્યારે સાંભળવા પ્રમાણે કોઇ સીધવા દરજણને ઉપાડી લાવી તેની સાથે નાતરૂ (વ્યભિચાર લગ્ન) કર્યું જો આ હકીકત સત્ય હોય તો તમારો ભગવાં ધારણ કર્યા પછીનો આ કાર્યક્રમ કે? તમારા જેવા ભગવાં વસ્ત્ર ધારી બાવાઓને તે ખરેખર નીચુ જોવડાવે તેવું છે.

(૪) સમાજના કેપ્ટને જે પત્રિકા પ્રસિદ્ધ કરી છે તે પ્રજા મંડળની વિરૂદ્ધ નહીં પણ પ્રજા મંડળની છેલ્લી બેઠકમાં થયેલ ઠરાવને અનુસરીને "રચનાત્મક કાર્યક્રમ" અમલમાં મુકવા સારૂ પ્રસિદ્ધ કરવામાં આવી છે તે જો તમે સદરહુ પત્રિકા વાંચવા તસ્દી લીધી હોત તો માલુમ પડયા શીવાય રહેત નહીં.

(૫) અત્યંજોની બાબતમાં મહારાજ બાળકૃષ્ણલાલજી શા વિચારો ધરાવે છે તેની મને અંગત માહિતી નથી તેમ જો તમે તમારી સદરહુ પત્રિકાના છેલ્લા પેરામાં મહારાજ બાળ-કૃષ્ણલાલના નામ સાથે જો સમાજનુ નામ ન જોડયું હોત તો અત્યંજોનો સ્પર્શાસ્પર્શ કરવા કે નહીં કરવાની બાબતમાં હું ઉતર્યો ન હોત.

ભગવાન મનુએ વર્ણાશ્રમની બાંધેલી ચાર જાતિ—બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય અને શુદ્ર પૈકીમાંથી શુદ્રની અંદર અંત્યજોનો સમાવેશ કરેલો છે. અને આ શ્રીમદ્ શંકરાચાર્યનો પ્રખ્યાત શ્લોક તે બાબતમાં વધુ પ્રકાશ પાડે છે.

**जन्मना जायते शूद्रः संस्कारात् द्विज उच्यते ।**
**वेदाभ्यासाद्भवेद् विप्रो ब्रह्म जानाति ब्राह्मणः ॥**

અથાત્—જન્મથી બધા શુદ્ર છે; સંસ્કાર થવાથી દ્વિજ, વેદાધ્યયનથી વિપ્ર અને બ્રહ્મને જાણવાથી બ્રાહ્મણ બને છે.

સ્વ૦ શ્રીયુત્ રમેશચન્દ્ર દત્ત (વડોદરા રાજ્યના માજી દિવાન) કહે છે કે વેદમાં એક પણ એવો દાખલો નથી કે જેથી માલુમ પડે કે જનસમુદાયનો વંશપરંપરા જાતિ વિભાગ કરવામાં આવ્યો હોય. न विशेषोऽस्ति वर्णानां सर्वं ब्रह्ममिदं जगत् । (મહાભારત શાંતિ પર્વ) અર્થાત્—જાતિ ભેદ છે જ નહીં સહુ જગત ઇશ્વરોત્પન્ન છે.

કાનપુરમાં સ્વ૦ લોકમાન્ય બાળ ગંગાધર ટિળકે તા. ૧–૧–૧૭ ના રોજ આપેલા ભાષણમાં કહ્યું હતું કે "વેદકાળમાં વર્ણભેદ જન્મથી નહિ પણ ગુણ કર્માનુસાર હતો."

આ શિવાય હિન્દુ ધર્મના બીજા પણ ગ્રન્થોથી સાબીત છે કે ગુણ કર્મ અને સ્વભાવાનુસાર વર્ણ માનવી જોઇએ.

**(જુઓ પંડિત શીવશંકર મિશ્રકૃત भारतका धार्मिक इतिहास પાનું ૮૦)**

શું ઉપર લખેલી હિન્દુ ધર્મના ગ્રન્થોમાં લખેલી હકીકત તમે ખોટી મનાવવા માગો છો ?

અંત્યજોદ્ધારનો પ્રશ્ન જો ધર્મ વિરૂદ્ધ હોત તો બનારસના શ્રી ભારત ધર્મ મહા મંડળના પ્રમુખ અને મુખ્ય કાર્ય કર્તાઓ નામદાર કાશ્મીર નરેશ તથા નામદાર દરભંગાના નરેશ તેને ટેકો આપત કે ? ભારત ભૂષણ પંડિત મદનમોહન માલવિયાજી, સ્વામિશ્રી શ્રદ્ધાનંદજી, ગોવર્ધન પીઠના શંકરાચાર્યે જગદ્‌ગુરૂ સ્વામીશ્રી ભારતીકૃષ્ણતીર્થજી તેમજ તમારૂં અનાથાશ્રમ ખુલ્લુ મુકનાર પૂજ્ય સ્વામીશ્રી **શંકરાનંદ સરસ્વતીજી** શામાટે અંતઃકરણ પૂર્વક ટેકો આપે છે ? મહાત્માજીએ તો આ પ્રશ્ન હાલમાંજ ઉઠાવ્યો છે પણ શ્રીમંત મહારાજા ગાયકવાડે તો ત્રીસ ચાલીસ વર્ષથી આ પ્રશ્નને અપનાવ્યો છે તો તમો પૃથ્વિના કયા પડમાં દટાઇ ગયા હતા કે અત્યારે તે પ્રશ્ન ધમ વિરૂદ્ધ છે તેમ કહેવાને ધર્મના બહાને બહાર પડ્યા છે.

(૬) શું એ સત્ય છે કે તમે જંબુસર, અમદાવાદ, સરસપુર અને ભરૂચ જીલ્લાના અંત્યજો અને ભંગીઓને તેમના ધર્મગુરૂ તરીકે કંઠીઓ બાંધી તેમના ત્યાં મુકામ કરી પ્રસાદ લીધેલો ? જો તે સત્ય હોય તો આ પત્રિકા બહાર પાડી આપની પાછલી કારકિર્દી ઉપર આપ ઢાંકપીછોડો કરવા માગો છો ? પણ તમારી આ વર્તણુકથી જેઓ તમને ખરેખરી રીતે ઓળખે છે તે તમારાથી કદી પણ છેતરાશે નહિ તે તમારે નક્કી સમજવુ. જો ઉપરની હકીકત સત્ય હોય તો જે અંત્યજો અને ભંગીઓએ તમને ગુરૂ તરીકે માની તમારૂ પોષણ કર્યું અને તમને બાવાની પદવી ઉપરથી મહંતની પદવી આપી અને જેઓનુ અન્ન હજી પણ તમારી રગેરગમાં છે તે અન્ન તમે આવી રીતે હલાલ કરો છો તે ઘણીજ દીલગીરી તથા શરમ ભરેલું છે. એક કુતરૂ પણ ટુકડા રોટલાની વફાદારી ચુકતું નથી.

(૭) વળી તમે તમારી સદરહુ પત્રીકામાં મહારાજ બાલકૃષ્ણલાલજીના નામ સાથે સમાજનુ નામ જોડીને એ બતાવવા પ્રયત્ન કરેલો છે કે સમાજ શ્રીમંત સરકારને બેવફાદાર મંડળ છે. આ તમારો હલકો તથા નીચ પ્રયત્ન કોઇ પણ જાતની પુષ્ટિ વિનાનો છે એ પ્રજા મંડળની પાટણ મુકામે મળેલી બેઠકનો હેવાલ વાંચનાર હરકોઇ ઇસમ કહી શકે તેમ છે. હું સમાજ તરફથી તથા તેના મંત્રી મહારાજ બાળકૃષ્ણલાલજી તરફથી એમ જાહેર કરવાની જરૂર જોઉ છું કે "સ્વયંસેવક સમાજ" તથા તેના મંત્રી મહારાજ બાલકૃષ્ણલાલજી શ્રીમંત સરકાર તરફ પુર્ણ વફાદારી સાથે દરેક કામ કરે છે. અને ભવિષ્યમાં પણ કરશે. પણ આપની ચાલચલગત કંઇ અજાણી નથી તે મે. કડી પ્રાંન્તના સુબા સા. ગોવીંદભાઇ હાથીભાઇ દેસાઇના વખતમાં આપના ઉપર જે પોલીસની કડવી મીઠી નજર હતી તેથી કોઇ અજાણ નથી.

(૮) 'અનાથાશ્રમ' બાબત ગુજરાતના નેતા શ્રીયુત વલ્લભભાઇ પટેલ જ્યારે અહીં પધારેલા તે વખતે તમને જે સુચનાઓ કરેલી તે મુજબ હજી સુધી તમે વર્ત્યા નથી તે ઘણું જ શોચનીય છે. શું એ સત્ય છે કે—મુંબાઇ ઇત્યાદી સ્થળોથી તમે જે રૂપીયા અનાથાશ્રમના સારૂ લાવ્યા છો તે તમારી વિષય લોલુપતાને પોષવા અને તમારી નવી નવી નાતરાઓથી લાવેલ બૈરીઓના આભુષણો અને અલંકારો માટે વપરાયાં છે ?

(૯) અનાથાશ્રમ સ્થપાયાને હજી એક વર્ષ તો થયું નથી ત્યાં તમે તમારૂં પોત પ્રકાશી આ આશ્રમને ખુલ્લો મુકનાર મ્હારા પૂજ્ય ગુરૂવર્ય સ્વામી શ્રી શંકરાનંદ સરસ્વતીનું સંસ્થાની અંદર ગેરવ્યવસ્થા કરી જે ભયંકર અપમાન કર્યું છે તે ઘણું જ અસહ્ય છે.

(૧૦) જો તમારાં કરેલાં કર્મોનો તમોને પશ્ચાતાપ થતો હોય તો સદરહુ અનાથાશ્રમનો કુલ વહિવટ નાણાં-હિસાબ-અનાજ-મકાનો-અનાથો સહિત પૂજ્ય શ્રી સ્વામિ શંકરાનંદ સરસ્વતીજીને યાતો શ્રીયુત વલ્લભભાઇ પટેલની સુચના મુજબ શ્રી સ્વયંસેવક સમાજની મારફતે ગુજરાત પ્રાંતિક સમિતિને સોંપી દેવો અને પ્રાયશ્ચિત તરીકે તમારી હવે પછીની જીંદગી ઇશ્વર ભજનમાં ગાળવી.

આ સવાલ પ્રજા હિતનો હોવાથી તથા સાર્વજનીક નાણાંનો દુરૂપયોગ થતો હોવાનું જાણવાથી શુદ્ધ બુદ્ધિથી કોઇ પણ જાતના અંગત દ્વેષ સિવાય તમને આ ખુલ્લો પત્ર લખવામાં આવ્યો છે તે તમો ખાત્રી પૂર્વક માનશો. ઇત્યોમોરૂમ્

શ્રી સ્વયંસેવક સમાજ
:વડનગર
સં. ૧૯૮૦ નૃસિંહ જયન્તિ શનીવાર

લી. હું છું તમારો શુભેચ્છક તથા પ્રજા સેવક
અલક્ષ્યજ્યોતિના નમસ્તે.

"શાન્તિવિજય પ્રેસ, ઢીંકવા ચોકી—અમદાવાદ."

## આંક ૨૨

શ્રી

જા. નં ૩૨૫

સિક્કો

મહંત શ્રી ગોવર્ધનદાસજી ગણુપતદાસજી
અનાથ આશ્રમના માલીક વડનગર.

વડનગર વિ૦ પંચાયતના ઉપાધ્યક્ષ દીગર—

તમારૂં અનાથ આશ્રમ છે તે બદલનો આપની સંસ્થામાં દાખલો હોય તો તેની નકલ મળવા તમોએ તા. ૬—૨—૩૦ના રોજ અરજ આપેલી પણ તમારી સંસ્થા સાવજનીક હોવા બદલનો દાખલો આ સંસ્થામાં નથી તેથી આપવામાં આવ્યો નથી તે જાણવું. તા. ૬ માહે ફેબ્રુઆરી ૧૯૩૦

દ. ધ. પટેલ
ઉપાધ્યક્ષ

## આંક ૨૩

ક. પ્રાં. સુ. કચેરી નં. ૧૩૫—૮૬

સિક્કો

શ્રીમંત સરકાર ગાયકવાડ વિદ્યમાન
કડી પ્રાંન્ત સુબા કચેરી. દેવસ્થાન શાખા

કસ્બે વડનગર તાબે ખેરાળુના રે. મહંતશ્રી ગોરધનદાસ ગણુપતદાસને જણાવવામાં આવે છે કે

અરજદારે જે બાબતની નકલ માગી છે તે બા. રેકડ જંત્રી તથા વડનગરનું બારખલી પત્રક જોતાં આ સંસ્થા સાર્વજનીક સંસ્થામાં સરકારી પત્રકે દાખલ નથી એથી અરજદારને જવાબ આપી અરજી નીકાલે નાંખવી. સોધાઇ ફી સરકાર જમે કરવી. લખાઇ ફી તથા સ્ટાંપ અરજદારને પરત આપવી.

તમે તા. ૧૦–૨–૩૦ના રોજ મહંતશ્રી ગોરધનદાસ અનાથ આશ્રમ એ સંસ્થા સાર્વજનીક ઠરાવી છે કે કેમ એ બા.ની નકલ મળવા માગણી કરેલી તેનો નિકાલ બાજુ ઉપર દર્શાવ્યા પ્રમાણે કરવામાં આવેલો છે તા. ૧૦ ફેબ્રુઆરી ૧૯૩૦

શંભુ દેશાઈ

ચિ. નિ. સુબા પ્રાંત કડી.

## આંક ૨૫

### વડોદરા રાજ્યનો સાર્વજનિક સંસ્થાનો નિબંધ

આ નિબંધ મોટો હોવાથી તેમાંથી ઉપયોગી ભાગનો ઉતારો અમે આ નીચે આપીએ છીએ.

કલમ

૨ (૧) આ નિબંધ મિતિ પોષ સુદી ૬ સંવત ૧૯૬૧ના રોજ એટલે તા. ૧૨ માહે જાનેવારી સને ૧૯૦૫ના રોજ અમલમાં આવશે.

(૨) અને વ્યવસ્થા કરવા સારૂં દિવાની ન્યાયાધીશીથી કાંઇ યોજના મુકરર કરવામાં આવી ન હોય અગર કરવામાં ન આવે ત્યાં સુધી નીચે લખેલી સંસ્થાઓને લાગુ થશે.

(ક) કલમ ૬ તથા ૫ પ્રમાણે સાર્વજનિક સંસ્થા સરકાર દેખરેખ નીચે લેવા વાસ્તે ઠરાવ થયો હશે તે સંસ્થાઓને, તથા

(ખ) જે સાર્વજનિક સંસ્થાઓને સરકારમાંથી મદદ મળતી હશે અને કલમ ૯ પ્રમાણે બાતલ કરવામાં આવી નહિ હશે તે સંસ્થાઓને.

---

## આંક ૨૬

## વડનગરના "મહંતશ્રી ગોવર્ધનદાસજી અનાથાશ્રમ"ના

# નિયમ

(આ નિયમ લંબાણુ હોવાથી તેમાંથી ઉપયોગી ઉતારો લીધો છે)

॥ શ્રી સતગુરૂભ્યો નમઃ ॥

### મહંતશ્રી ગોવર્ધનદાસજી અનાથાશ્રમ—વડનગર

સંવત ૧૯૬૫ની સાલમાં મહંતશ્રી ગોવર્ધનદાસજીએ આ અનાથાશ્રમનું મકાન રૂપીઆ દશ હજારના ખર્ચથી બંધાવ્યું તેમાં તેઓશ્રીને તેમના ભાવિક ભક્તોએ તથા ભાવિક ગૃહસ્થોએ સારી મદદ કરી હતી. ઘણા પરિશ્રમ પછી સંસ્થા નિયમસર હંમેશાં સુવ્યવસ્થિત રીતે ચાલે તે માટે તેના નિયમો આજ રોજ ઘડવામાં આવ્યા, કેમકે જાહેર જનસમાજની આગળ

મૂકવામાં આવે છે; જેથી આ સંસ્થાનો લાભ દેશના ગરીબોને મળે. આ નિયમો તા. ૧–૪–૨૩ થી અમલમાં લેવામાં આવશે. કડી પ્રાંતમાં અનાથ બાળકો માટે તથા અપંગ માણસો માટે એક સંસ્થા નથી, ભુખ અને દુઃખમાં પીડાતા માણસોને આશ્રય આપવો એ મહાન માનવધર્મ છે.

# નિયમો

૧ નામ

જે સંસ્થાને માટે આ નિયમો ઘડવામાં આવ્યા છે તેનું નામ "મહંત શ્રી ગોવર્ધનદાસજી અનાથાશ્રમ" છે. પરંતુ આ નામ ભવિષ્યમાં પણ ફેરવવાને કોઇને અધિકાર નથી.

૨ ઉદ્દેશ

માબાપ વગરના અગર માબાપ જીવિત હોય તેવા ગરીબ બાળકોને ઉછેરી તેમનું પાલણ પોષણ કરવું તેમને ઉપયોગી થાય તેવી શારીરિક, માનસિક, નૈતિક, ધાર્મિક તેમજ ઔદ્યોગિક તેમજ કળાકૌશલ્યની કેળવણી આપવી તથા સ્વતંત્ર રીતે નીતિ પૂર્વક પોતાનો વ્યવહાર ચલાવવાને યોગ્ય થાય તેવા બનાવવા એ આ અનાથાશ્રમનો મુખ્ય ઉદ્દેશ છે.

૪ અનાથો કોને કહેવા–કે

અ જેમના માતા પિતા જીવિત ન હોય, અથવા તેમનું ચોક્કસ ઠેકાણું ના હોય અથવા જેનો ગુપ્ત અગર પ્રસિદ્ધ રીતે ત્યાગ થયો હોય, જેનું કોઇ સંબંધી ના હોય, અગર માતા પિતા સંબધી હોય તો પણ પાલણપોષણ પોતાની અશક્તિના લીધે ના કરતાં હોય અથવા ના કરી શકતાં હોય એવાં નીરાધાર બાળક બાળકીઓ.

× × × ×

૧૧ અધિકાર

પગારદાર નોકરની નીમણુંક બજેટમાં ઠરાવેલી સંખ્યા અને પગાર સુધી મહંતશ્રી કરી શકશે અને તેમને કોઇ પણ પ્રકારની સજા કરવા પણ અધિકાર છે. અને કોઇ નોકર નોકરી છોડીને ચાલ્યો જાય ને તેની જગ્યા ખાલી પડે, તો તે જગ્યા ભરવા મંત્રી (સેક્રેટરી) ને મહંતશ્રીએ અધિકાર આપ્યો છે.

૧૪ અનાથાશ્રમની ઑફીસમાં એક વિઝિટ બુક રાખવામાં આવશે. આ બુકમાં અનાથાશ્રમના ગુણદોષ સંબંધની નોંધ કે સૂચના કોઇ પણ સજ્જન કરી શકશે અને તે ઉપર યોગ્ય લક્ષ આપવામાં આવશે

૧૬ આ નિયમોમાં સુધારો વધારો કરવા મહંતશ્રીને અધિકાર છે. પરંતુ અનાથાશ્રમના ઉદ્દેશમાં ફેરફાર થઇ શકશે નહિ.

અનાથાશ્રમમાં બાળક તથા બાળકીઓને લેવામાં આવશે તેને નિયમ પ્રમાણે નીચેનું શિક્ષણ આપવામાં આવશે.

ધાર્મિક—સંગીતશાસ્ત્ર સાથે પ્રભુ પ્રાર્થનાને સત્ય શું તે સમજાવવામાં આવશે. તેના માટે શિક્ષણ માસ્તર રાખવામાં આવશે.

નૈતિક—સભ્યતા, વિનય તથા દયા એ કયા પ્રકારે આવી શકે તેના માટે શિક્ષક રાખવામાં આવશે.

માનસિક—યોગશાસ્ત્ર વગેરે.

ઔદ્યોગિક—હાથવણાટ, સાળખાતું, ચિત્રકામ, સુથારકામ, બાળકો તથા બાળકીઓના માટે બાળકીઓ માટે પાકશાસ્ત્ર, ગુંથણકામ અને ગૃહવ્યવસ્થા, શીખવનાર સિક્ષક રાખવામાં આવશે.

શારીરિક—વ્યાયામ માટે કસરત માસ્તર રાખવામાં આવશે.

તા. ૧–૪–૨૩ (સહી) શંકરલાલ ગોવર્ધનદાસ

મંત્રી, મહંતશ્રી ગોવર્ધનદાસજી અનાથાશ્રમ

(ઉત્તર ગુજરાત) વડનગર

## આંક ૨૭

( આ લેખમાં બ્લેક ટાઇપ આ પુસ્તકના લેખકે કર્યા છે. )

### શ્રી સયાજી વિજય

વર્ષ ૨૯ અંક ૨૧

વડોદરા ગુરૂવાર સાયંકાળ તા. ૨ જુન ૧૯૨૧

જાહેર નોટીસ

હું નીચે સહી કરનાર કબીરપંથી મહંત ગોવર્ધનદાસ ગણુપતદાસ રે. વડનગર તા. ખેરાલુ પ્રાંન્ત કડી રાજ્ય વડોદરાનો તે હિંદુસ્તાનની જાહેર પ્રજાને જાહેર નોટીસ આપું છું કે,

મેં **વડનગરમાં બાલાશ્રમનું મકાન** બંધાવેલું છે તે મકાન બંધાવતાં મારા ઉપદેશથી જે તે કોઇ ભાઇએ આશ્રમ બાબત રૂ.ની મદદ કરેલી હોય એને તે જગ્યામાં જે તે **ભાઇનો માલકી હક્ક છે એવું જે ભાઇઓ** માનતા હોય તેમણે મને મદદમાં જે કાંઇ રૂપીઆ આપ્યા હોય તેમને મારી પાસે આવી એક મહીનાની અંદર આપેલી **રકમ** પાછી લઇ જવી.

**જાહેર બહાર પાડયા પછી એક મહીનો રાહ જોઇશું કોઇ પણ ઇસમ આ બાબતમાં પોતાની માલીકી વીષેની તકરાર યા રૂા. વિષેની તકરાર અમારી આગળ લાવશે નહીં તો એ મીલકત અમારી છે એમ માની દરેકનો કોઇ પણ જાતનો હક્ક યા દાવો છે નહીં તેમ સમજીશું**. તા. ૨૯–૫–૨૧

મહંત ગોવર્ધનદાસ ગણુપતદાસ સહી દા. પોતે

---

## આંક ૨૮

( આ લેખમાં બ્લેક ટાઇપ આ પુસ્તકના લેખકે કર્યાં છે. )

# વડનગરની જાહેર પ્રજાને વિનંતી

અત્રે વડનગર સ્વયંસેવક સમાજના કહેવાતા કેપ્ટન મોહનલાલ વીઠલદાસ વડોદરા રાજ્ય પ્રજા મંડળના સભાસદો કરવા વગર તારીખની પત્રીકા તા. ૨૯–૪–૨૪ મંગળવારના રોજે

બજારમાં વહેંચી બહાર પાડી છે તે બાબતમાં જાહેર પ્રજાને સૂચના કરવાની મને જરૂર જણાઇ છે.

વડોદરા રાજ્ય પ્રજા મંડળના સેક્રેટરી શેઠ મહાસુખભાઇ ચુનીલાલ વિસનગરવાલા તાલુકા મંડળ સ્થાપવા અને તેના સભાસદો નોંધવા તા. ૨૮-૨-૧૯૨૪ના રોજે વડનગર પધારેલા અને બજારમાં શેઠ ફતેહચંદ સાંકલચંદના પ્રમુખપણા નીચે વડનગર પ્રજાની જાહેર સભા ભરી હતી અને પ્રજા મંડળના સભાસદો કરવાનું કામ જાહેર સભા વચ્ચે રા. ભગવાનદાસ નરસીદાસ પટેલ અને વડનગર સ્વયંસેવક સમાજના મંત્રી મહારાજ બાલકૃષ્ણલાલ ગીરધરલાલ એ બન્ને જણને સોંપવામાં આવ્યું હતું. પણ તેજ વખતની જાહેર સભામાં મહારાજ બાલકૃષ્ણલાલે કેટલુંક વિવેચન કર્યું હતું જેમાં તે વિવેચન જાહેર પ્રજાને તેમજ શેઠ મહાસુખભાઇને દુરસ્ત નહિ લાગવાથી તે કામ ફક્ત રા. ભગવાનદાસ નરસીદાસ પટેલ એમને એકલાને જ કરવા સોંપ્યું હતું જે તેમને પોતાથી બનતું કામ કરી બજાવ્યું હતું.

જ્યારે પાટણમાં વડોદરા રાજ્ય પ્રજા મંડળની પરિષદ તા. ૨૪-૨૫ ૨૬ માહે માર્ચ સને ૧૯૨૪ના રોજે ભરાઇ હતી. તે વખતે વડનગર સ્વયંસેવક સમાજના મંત્રી મહારાજ બાલકૃષ્ણલાલે ધર્મ વિરૂદ્ધ એટલે અંત્યજો સાથે સ્પર્શાસ્પર્શી કરવા તથા કેટલાક રાજ્ય પ્રત્યે અણગમો થાય તેવા વિચારો જણાવ્યા હતા. જે વિચારો કડી પ્રાંતની પ્રજાના મત વિરૂદ્ધ હોવાથી શેઠ મહાસુખભાઇ તથા બીજા સમજુ ગ્રહસ્થો સાથે તકરારો થઇ હતી જેથી મહારાજ બાલકૃષ્ણલાલે પોતાનો વિશ્વાસ ખોયો હતો, તો સદરહુ સમાજના કહેવાતા કેપટન મોહનલાલ વીઠલદાસ મંત્રી બાલકૃષ્ણલાલના તાબાના માણસ છે તેમણે ઉપર જણાવ્યા મુજબ સભાસદો થવાની જે પત્રીકા વગર તારીખની તેમજ વડોદરા રાજ્ય પ્રજા મંડળના સે ટરી સાહેબના હુકમ વગર બહાર પાડી છે તેને પ્રજાએ બીલકુલ વિશ્વાસપાત્ર ગણવી નહિ માટે વડનગરની પ્રજાએ તેવી પત્રીકા ઉપર વિશ્વાસ નહિ રાખતાં વડોદરા રાજ્ય પ્રજા મંડળના સભાસદો કરવા માટે નીમાયેલા રા. ભગવાનદાસ નરસીદાસ પટેલ પાસે જઇ સભાસદ થનારે રૂા. ૦-૪-૦ ચાર આના ભરી સભાસદ થઇ છાપેલી રીતસરની પાવતી લેવા મારી નમ્ર ભલામણ છે.

લી૦

**વડનગર**
**તા. ૨-૫-૧૯૨૪**

**મહંત શ્રી ગોવર્ધનદાસજી**
**વડનગર (ગુજરાત)**

---

સા. મુ. નં. ૨૪૯-૮૪

**શ્રીમંત સરકાર ગાયકવાડ વિદ્યમાન વીસનગર મહાલ ન્યાયાધીશી**

**વાદી**

**દરજી નરોતમ કુબેરદાસ રે૦ વડનગર**

**પ્રતિવાદી**

**મહંત ગોરધનદાસ ગણુપતરામ રે૦ વડનગર**

**દાવો રૂા. ૨૯૭-૯-૯**

**આ કામમાં હું પ્રતિવાદી નં. ૧નો વાદીના દાવાનો જવાબ આપું છું તે નીચે પ્રમાણે**

૧ અમો નં. ૧–૨ના પ્રતિવાદીઓ ઉપર વાદીએ હાલનો ભેગો દાવો કર્યો છે તે ચાલી શકે નહિ કારણ અમો નં. ૧–૨ના પ્રતિવાદીઓનો સંબંધ જો કે ધણી ધણીઆણી તરીકેનો છે તો પણ અમો સુમારે આઠ વરસથી જુદા રહીએ છીએ અને ધંધો રોજગાર જુદો જુદો કરી તેમજ જુદા જુદા ઘરોમાં રહી જુદાં રાંધી ખાઇએ છીએ. પૈસા સંબંધી કે દેણા લેણા સંબંધી અમારો એકમેકનો અરસપરસ કોઇ પ્રકારનો સંબંધ નથી.

૨ હું પ્રતિવાદી નં. ૧ અનાથાશ્રમ ચલાવું છું અને મારૂં દરેક ખર્ચ અનાથાશ્રમને અંગે થયા કરે છે પ્રતિવાદી નં. ૨ પોતાની દીકરીઓને ભેગી રાખી જુદો ધંધો કરી પોતાનું ગુજરાન કરે છે તેને એક છોકરો હતો તે મારા આશ્રમમાં પગારદાર સેક્રેટરી તરીકે કામ કરતો પણ તે ગુજરી જવાથી નં. ૨ની પ્રતિવાદીઅણ મારા આશ્રમમાં માસીક રૂા. ૫૦)ના પગારથી સેક્રેટરી તરીકે કામ કરે છે અને તેમાંથી તે પોતાનું તથા પોતાની દીકરીઓનું ગુજરાન ચલાવે છે.

૩ નં. ૨ની પ્રતિવાદીઅણે સેક્રેટરીની નોકરી ઉપરાંત એક નાટક કુંપની સુમારે ૨–૩ વરસ ઉપર કાઢેલી હતી જેનો હું માલીક ન છતાં માત્ર નં. ૨ની પ્રતિવાદીઅણ માલીક હતી તે કુંપનીમાં હું માત્ર મેનેજર તરીકે બીન પગારી કામ કરતો હતો.

૪ ઉપર પ્રમાણે અનાથાશ્રમ અને નાટક કુંપની એ બન્ને સંસ્થાઓ જુદી જુદી છતાં તે દરેકના માલીક જુદા જુદા હતા અને તેમનો અરસપરસ કોઇ પ્રકારનો સંબંધ નહોતો ને એકની જવાબદારી બીજા ઉપર કોઇપણ પ્રકારે નહોતી.

૫ એ પ્રમાણે હકીકત છતાં એ બન્ને સંસ્થાઓ તરફ લેણું છે એમ જણાવી તે બદલ ભેગો દાવો વાદીએ કર્યો છે તે કાયદા પ્રમાણે ચાલી શકે નહિ.

૬ અનાથાશ્રમની જે સંસ્થા હું ચલાવું છું તે સંસ્થાને માટે મેં વાદી પાસેથી લુગડાં સીવડાવેલાં એ વાત ખરી છે પરંતુ તેના પૈસા જે તે વખતે રોકડા આપી દીધેલા છે તે બદલ વાદીનું કંઇપણ લેણું આશ્રમ તરફ નથી. આશ્રમના ચોપડામાંથી તે બદલના નામાની નકલ આ સાથે રજુ છે.

૭ વાદીના દાવાને મુદતની પણ હરકત છે કારણ ન્યા૦ લાગતના નીબંધના પરીશીષ્ટ ૨ની રકમ ૧૮ પ્રમાણે કારીગરના મુસાહીરાની રકમ લેવાનો દાવો એક વર્ષમાં કરવો જોઇએ તે પ્રમાણે હાલનો દાવો મુદતમાં નથી સબબ વાદીનો દાવો રદ કરી મારૂં ખર્ચ વાદી પાસેથી અપાવશો તા. ૩–૩–૨૮

(સહી) ૧ મહંત ગોરધનદાસજી ગણપતદાસ સહી દા. પોતે

તા. ૧૪–૩–૨૮ વી. બ. વકીલ

હું પ્રતિવાદી નં. ૧નો પ્રતિજ્ઞા કરૂં છું કે આ જવાબમાં લખેલો મજકુર મારી જાત માહીતી જે ખરી છે તે ઉપરથી લખેલો છે ને તે ખરો છે એમ હું માનું છું પ્રતિજ્ઞા લેખ ઉપર મારી સહી વીસનગરમાં કરી છે. તા. ૩–૩–૨૮

(સહી) ૧ મહંત ગોરધનદાસજી ગણપતદાસજી સહી દા. પોતે

## આંક ૨૯

(આ આંકમાં બ્લેક ટાઇપ લેખકે કર્યા છે)

સા. મુ. ૨૪૯–૮૪

**શ્રીમંત સરકાર ગા. વી. વીસનગર મા. ન્યાયાધીશી**

**વાદી**

**દરજી નરોતમદાસ કુબેરદાસ રે. વડનગર**

**પ્રતિવાદી**

મહંત ગોરધનદાસ ગણુપત વી. રે. વડનગર

**દાવો રૂા. ૨૯૭ ૯-૯**

આ કામમાં અમો પક્ષકારો અંદર અંદર સમજી કરારદાદ કરીએ છીએ **કે** દાવો તથા ખરચ **મળી** ઉચક નીકાલ ૩ા. ૨૩૧–૦–૦ **અંકે** રૂા. બસો એકત્રીસ માટે કરી **તે આપવાની** વિગત નીચે પ્રમાણે

રૂ. ૧૦૦–૦–૦ સંવત ૧૯૮૫ના કારતક વદ ૦)) સુધીમાં

રૂ. ૭૫–૦–૦ સંવત ૧૯૮૫ના ચૈત્ર વદી ૦)) સુધીમાં

રૂ. ૫૬–૦–૦ સંવત ૧૯૮૬ના કારતક વદી ૦)) સુધીમાં

રૂ. ૨૩૧–૦–૦

ઉપર પ્રમાણે હપ્તાસર રકમ **હું પ્રતિવાદી નં. ૧ વાદીને આપીશ મુદ્દતસર કોઇ પણ** હપ્તાની રકમ આપવામાં ચુકું તો પડેલા હપ્તાની રકમ દાવા તા. ૨૩–૧–૧૯૨૮થી વ્યાજ રામ ૧૨ સાથે પ્રા. વાદી નં. ૧ પાસેથી કાયદેસર રીતે વસુલ કરી લેવી. નં. ૨ની પ્રા. **વાદીયણ બાઈ જમનાને આ દાવામાંથી કમી કરવામાં આવેલ છે અને તેનું ખરચ** નંબર ૧ના પ્રા. **વાદીના માથે** ઠરાવ્યું છે બાકીની રકમ **છુટ મુકી છે** દાવા **અરજીના સ્ટેમ્પની નીમે** લાગત વાદીને પાછી મળવાની તે વાદીએ લેવાની **છે.**

ઉપર પ્રમાણે કરારદાદ **અમો** બંને પક્ષકારોને કબુલ મંજુર છે તો તે પ્રમાણે **હુકમનામું કરી આપશો અને** દાવા **અરજીના** સ્ટાંપની નીમે લાગતનો દાખલો આપવા **હુકમ કરશો.**

તા. ૧૦–૯–૨૮

૧ દરજી નરોતમ કુબેરદાસની સહી દા. પોતે

૧ મહંત ગોરધનદાસ ગણુપતદાસની સહી દા. પોતે

## આંક ૩૦

**આર. સી. મહેતાની કંપનીને મહંતે નોટીસનો આપેલો જવાબ**

**વડનગર તા. ૨૯–૧૨–૨૫**

**મેસર્સ આર. સી. મહેતા મુ. પાલણપુર**

વડનગરથી લી. **મહંતશ્રી** ગોવર્ધનદાસજીના દયાભાવ **આશીર્વાદ** વાંચશો.

તમારા તરફથી અમદાવાદના વકીલની નોટીસ **તા. ૨૯–૧૨–૨૫**ના રોજ આવી તેના જવાબમાં લખવાનું **કેઃ—**

મીઠુભાઇને તમોએ જે રૂપીયા આપ્યા હતા તે રૂપીયા તમોને આપી દીધા છે. તમો મારા ઉપર રૂ. ૩૩) તેત્રીસની નોટીસ લેવાની મોકલાવી તે બાબત તમોને પહેલાં જવાબ આપ્યો હતો.

એ ગરિબ માણસે તમારી પાસેથી રૂા. ૯૦) નેવુ લીધા હતા ને રૂ. ૧૦) વધારાના કરી રૂ. ૧૦૦)નો દસ્તાવેજ કરાવી લીધો હતો તેમાં મીઠુભાઇએ તમને રૂ. ૧૦) ભર્યાં હતા. ખરા રૂપીયા મીઠુભાઇ પાસે તમો રૂ. ૮૦) એંશી જ માગો. તો ખરા રૂપીયા મીઠુભાઇ પાસે તમો બીલકુલ કાંઇ લહેણું માંગો નહિ પણ એક માણસને દેવામાં ડુબાવી દેવા ખાતર તમો તમારી જાળો પાથરો છો, તે શાહુકારી લાઇનને છાજતું નથી.

મેં એક ગરિબ માણસને તમારી જાળમાંથી છોડવવા ખાતર ધરમાદા જાણી પૈસા લખી વાળ્યા છે ને તમારાં નાણાં તમારા ઘરમાં આવી જતાં ઉપરાંત રૂ. ૭) સાત વધારાના આપ્યા છે છતાં દાવો કરવાનો દમ દો છો. તે મને બાવાને દાવાની પરવા નથી. જે સત્ય હશે તે આગળ આવશે માટે દાવો કરવા પહેલાં તમારા અંતઃકરણને પુછી જોજો. એક પૈસા કમાવાના ખાતર અને લોભમાં માયા લેવાના ખાતર સાધુઓ ઉપર દાવા લાવતાં પહેલાં બહુ બુદ્ધિથી વિચાર અને કામ કરજો. મેં સાધુ દયા લાવી રૂ, ૮૭) સત્યાશી માંડી વાળ્યા છે તો આપની મુડી પહોંચતા ઉપરાંત બીજુ બીજાનું લેણુંદેણું માની મીઠુભાઇ પાસે આટલા માગું છું તે રૂપીયા મારાથી તમને ભરી શકાશે નહિ. મેં જેમ માંડી વાળ્યા છે તેમ આપ માહાજન થઇને દયાના ખાતર મીઠુભાઇના પાસે માગુ છું એ ખોટું મીઠુભાઇના ગળે પડવા જેવું પોતે માની તે તમારા માનવા પ્રમાણે જે રૂપીયા હોય તે ધર્માદા લખી વાળશો. મીઠુ ભાઇના દસ્તાવેજ પ્રમાણે મારી પાસે તમારૂં કાંઇ લહેણું પડતું નથી, અને મીઠુભાઇ પાસે રૂપીયા નીકળતા હોય તો મીઠુભાઇ મને તમને આપવા મોકલશે તો તમને મળશે. દાવો કરી ખોટો ખર્ચ કરશો તો તેના જોખમદાર અમો નથી તે તમારા જોખમે જે કરશો તે તમારા શીર છે એ નક્કી સમજવું. તારીખ ૨૯-૧૨-૨૫

મહંતશ્રી ગોવર્ધનદાસજી

---

## આંક ૧૧

### સંવત ૧૯૮૦-૮૧ની સાલનો આશ્રમના રિપોર્ટમાંથી પેજ ૮૭ના પાછળના પેજનો ઉતારો

શ્રી

**મદદ કરો !** **ગૌમાતાને સ્હાય કરો** **મદદ કરો !**

# મહંતશ્રી ગોવર્ધનદાસજી ખાનગી ગૌશાળા

મહંતશ્રી ગોવર્ધનદાસજીએ ગૌમાતાથી આ જગતનું જીવન ચાલે છે એવી પવિત્ર માતાઓને કસાઇની કાતીલ છરીમાં જતી અટકાવવા ખાતર ખાનગી ગૌશાળા વડનગરમાં ખોલેલી છે જેમાં કોઇ પણ માણસ ગૌમાતાના રક્ષણાર્થે મદદ કરે તે ફક્ત પુન્યનો જ અધિકારી થાય છે. આ સંસ્થાનો હીસાબ માગવાનો અધિકારી થતો નથી અને આ સંસ્થાનો હીસાબ બહાર પડવાનો નથી દયાળુ ગૃહસ્થોને ગૌમાતા ઉપર દયા આવતી હોય અને મહંતશ્રી ઉપર વિશ્વાસ હોય તેણે મદદ કરવા વિનંતી છે.

વડનગર તાલુકા અને આગથી પાગથી ગામડામાં રઝળતી ગાયો ડબામાં પુરાય અને તે ગાયોનો માલીક કોઇ થવા ન આવે તેવી ગાયોને કચેરીમાં હરરાજ થવા મોકલવામાં આવે છે તે ગાયો હિંદુની સાથે કસાઇઓ લાગવગ કરી વેચાતી લઇ જાય છે અને તે પવીત્ર માતાને કાતીલ છરીથી કસાઇઓ કાપી નાખે છે એ દયાને લઇને મહંતશ્રીએ તેવી ગાયો બચાવવા ખાતર દયાની લાગણીથી **ખાનગી ગૌશાળા** એ નામની સંસ્થા ખોલવામાં આવી છે **આ સંસ્થામાં ૩૫ થી ૪૦ ગાયોને પોષવામાં આવે છે** તો ગૌમાતા ઉપર પ્રેમની લાગણીથી જોનારા પુન્યના અભિલાષી ગૃહસ્થોએ મદદ કરવા ચુકવુ નહિ. કેમકે આખી દુનીયાનું જીવન ગૌમાતા ઉપર જ છે તો ઘાસ કપાસ, પૈસાથી અને બને તે રકમ **વડનગર મહંતશ્રી ગોવર્ધનદાસજી ખાનગી ગૌશાળાના સેક્રેટરી** તરફ મોકલવા કૃપા કરશો.

સેક્રેટરી,
**મહંતશ્રી ગોવર્ધનદાસજી ખાનગી ગૌશાળા**
વડનગર-(ગુજરાત)

## આંક નં. ૩૩

# ગૌ માતાની સેવા કરો

ગાયોને કોઇ પણ રીતે દુઃખ ના થાય તથા કમોતે મરે નહી એવી નિસ્વાર્થ અંતઃકરણની લાગણીથી વડનગરમાં મહંતશ્રી ગોવર્ધનદાસજીએ ખાનગી ગૌશાળા ખૂલ્લી મુકી છે. તેમાં હાલ આશરે ૨૫) પચીસ ગાયોનું પોષણ થાય છે, તો વડનગરની પ્રજા તથા પાંજરાપોળ વીગેરેના કાર્યવાહકોએ તથા આજુબાજુના ગામોના લોકોએ જેમણે પોતાની ગાયો મુકવા ઇચ્છા હોય તેમણે જરૂર મુકી જવા વીનંતી કરવામાં આવે છે તથા જે દયાળુ ગૃહસ્થોને આવા પુન્યના કામે ઘાસ, કપાસ, વીગેરેની યથાશક્તિ મદદ આપવી હોય તેમણે જરૂર પોતાનો ઉદાર હાથ લંબાવી ગાયોની શુભાશિષ લેવા વીનંતી છે.

આ ખાતાનો હીસાબ રાખવામાં નહીં આવે યોગ્ય લાગે તો મદદ કરશો.

આ કામે હાલ ઘાસની સહાય આપનાર વડનગરના પાટીદાર પંચના તમામ ભાઇઓ, વીગેરેનો ઉપકારસહ પટેલ મોહનલાલને ધન્યવાદસહ મહંતશ્રી સર્વેનો આભાર માને છે.

૧૫-૭-૨૫
વડનગર.

લી. ગૌ સેવક
**મહંતશ્રી ગોવર્ધનદાસજી**
**ખાનગી ગૌશાળાના સેક્રેટરી**
**જમનાબાઇ.**

## આંક નં. ૩૪

(આમાં બ્લેક ટાઇપ છે તે પુસ્તકના લેખકે કર્યા છે)

**વડનગર વિ. પં.ના સમગ્ર સભાના ઠરાવના ઉતારા લગત**
**પ્રાંતમાંથી ઠરાવ નોંધ અંક ૧૧૯-૮૧થી થયેલા ઠરાવનો ઉતારો**

ઠરાવ

કામના કાગળો વાંચી જોયા, રા. રા. અધ્યક્ષ તરફથી આવેલું લખાણ જોયું એકંદર કામ જોતાં સખ્તાઇથી હુકમ આપવાની જરૂર જણાય છે.

૧ આ સંસ્થાનું કામ સારી રીતે ચાલતું નથી માટે વખતો વખત હુકમો કરવામાં આવ્યા છે આડીરોનો વખતસર નીકાલ ન થવાથી સખ્તાઇથી કેટલુંક કામ કરી લેવામાં આવ્યું છે. અહીંના હુકમોની અમાન્યતા તેમજ જે જે વખતે કાગળો મંગાવવામાં આવ્યા તે તે વખતે કાગળો મોકલવામાં લબાડી જોવામાં આવી. કામ કરનાર ઉપાધ્યક્ષને કામની વિશેષ માહીતી હોતી નથી એ વાત જો કે ખરી છે તો પણ કામ સારી રીતે કરવાની અને કરી લેવાની જવાબદારી તેમના ઉપરથી નષ્ટ થતી નથી. કારકુન છગનલાલની કામકાજ કરવાની પદ્ધતિ સારી ન હોવાથી તે પ્રમાણે બીજા ચાલતા એક કામે રીપોર્ટ થવાથી તેમને કમી કરવાનો હુકમ આપવામાં આવેલો તેજ પ્રમાણે હાલના કામમાં કારકુન ભીખાભાઇના એક બે કામોમાં પૈસા સંબંધી કરેલી ગડબડ જોવામાં આવી. તેમણે આપેલો ખુલાસો સંતોષ કારક નથી અને જો કે રકમ જુજ છે તો પણ ચાલતા આવેલા ગેરસીસ્તપણાના લીધે આ બનાવો બન્યા છે અને રકમો અધર ઉડી ગઇ છે એ વાત નિરવિવાદ છે તેમજ તેમને કામકાજની વિશેષ માહીતી હોય એમ અમોને લાગતું નથી માટે ફોજદારી ફરીઆદ નહિ માંડતાં તેમને કમી કરવા હુકમ કરવામાં આવે છે.

૨ આ વિ. પંચાયતનું કામ ઉપર લખાવ્યા પ્રમાણે આ સંસ્થાનું કામ સારૂં ચાલતું નથી તેનું મુખ્ય કારણ રા. અધ્યક્ષની ગેરહાજરી અને સંસ્થામાં ચાલતી ખટપટ અને સારા કામ કરનારની ખામી આ ત્રણ બાબતો છે. રા. અધ્યક્ષ મીટીંગના દીવસે હાજર થઇ શકે. કામકાજ ઉપર પ્રત્યક્ષ રીતે દેખરેખ રાખવાનો વખત અગર તક મળતી નથી. ખાસ સખ્તાઇના હુકમો અમારે કરવા પડ્યા હતા તે તેજ કારણને લીધે કરવા પડ્યા હતા.

૩ આ સંસ્થામાં કોઇ ઉપાધ્યક્ષ સારી રીતે કામ કરી શકતું નથી તેનું મુખ્ય કારણ કામની અજાણતા અને ઉપાધ્યક્ષ થયા એટલે ગામમાં પોતે કોઇ મોટા અમલદાર થયા છીએ એવો ડોળ કરવાની ટેવ આ સીવાય સુધરાઇ તરફથી થતા ખર્ચમાં અગર આવનારી ઉપજમાં હાથ ઘાલવાની ઇચ્છા તેના લીધે કંટ્રાકટર સાથે તકરારો બાંધકામનો નીકાલ કરવામાં ખટપટો વગેરે જોવામાં વખતો વખત આવી છે. હાલના પ્રસંગે એટલું જ કહેવું પડશે કે રા. ચુનીલાલ પરભુરામે પોતાનું કામ પોતાની જવાબદારી સમજ્યા વગર કરેલું છે, દાખલા તરીકે ઇતર લોકોને રસ્તાના કામમાં અથડામણ બરબજારમાં ઉપાધ્યક્ષનું કરેલું અપમાન જાણીબુજીને બીજા ઉપાધ્યક્ષ ઉપર ખોટો મુકેલો આરોપ આ એકંદર કામોની હકીકત વાંચી જોતાં તેમજ તેમની વર્તણુક સંબંધે કરેલા રિપોર્ટ જોતાં તેમને કમી કરવાથી આ સંસ્થાનું કામ સરળ ચાલશે એમ લાગે છે માટે ચુનીલાલ પરભુરામને સભાસદમાંથી કમી કરવામાં આવે છે.

૪ મગન જીવરામ બીજા કામમાં જેના જોડે મહંત ગોરધનદાસજીની તકરાર થઇ તે ઇસમ બીજા કામે કમી થયો છે એટલે તે વીશે ફરી હુકમ કરવાનું રહેતું નથી.

૫ મહંત ગોરધનદાસે થોડા દીવસ માટે ઉપાધ્યક્ષનું કામ કરેલું છે સાથે આવેલા મગન રણછોડ, કુંભાર જોઇતા શંભુ તથા રબારી ભગવાન સામભાઇના કામો જોતાં ઘેર બેસી કામ કરવાની પદ્ધતિ બરોબર નીકાલ કરવાની ટેવ અને તેથી પૈસાની થનારી ઉચાપત આ એકંદરનો વિચાર કરતાં આ તેમનું કામ નીયમ અને રૂલને છોડીને થતું હતું એમ ચોકસ જણાઇ આવે છે રાતના દશ વાગે કચેરીમાં જઇ

મગન જીવરામના જોડે મહંતશ્રી લડ્યા છે અને બન્નેનું ન છાજે તેવું વર્તન જોવામાં આવ્યું છે તેથી આ ઇસમને રાખવો ન જોઇએ એમ લાગે છે એમનું બોલવું તથા લખવું બહુજ અસભ્યતા ભરેલું છે અને તેમના પાસે આવેલું ચુનીલાલ વિરૂદ્ધનું કામ તેમના જ હસ્તે ગુમ થયેલું છે એવો સંશય જાય છે તેથી તેમને સભાસદમાંથી કમી કરવામાં આવે છે.

૬ ઉપરના એકંદર કારણો ધ્યાનમાં લેતાં કાયમના ઉપાધ્યક્ષ બાળકૃષ્ણલાલે આપેલું રાજીનામું મંજુર કરવામાં આવે છે.

હાલ જે ઇસમને ઉપાધ્યક્ષ માટે કામ કરવા નીમેલો છે તેમની સહી વગેરેનું વલણ જોતાં સદર ઉપાધ્યક્ષ સારી રીતે ભણેલો છે કે કેમ તેની શંકા ઉત્પન્ન થાય છે તેથી આ સંબંધે રા. અધ્યક્ષે ચોક્કસ તપાસ કરી સારો લાયક ઇસમ આ કામ કરવા તૈયાર થાય એવી સંસ્થાને સુચના આપવી.

કમી થનારા પંચો પૈકી ચુંટણીના પંચો જે હશે તેમના બદલે નવીન ઇસમો ચુંટણીથી પસંદ કરવાની નીયમ પ્રા૦ તુરત તજવીજ કરવી અને સરકાર પસંદગીના હશે તેમના માટે અત્રેની મંજુરી મેળવવી.

આ હુકમ ગા. પં. ની. ક. ૫૩ આધારે કરવામાં આવે છે રા. અધ્યક્ષે આવા સભાસદો બદલ તરત જ પગલાં લેઇ હુકમો મેળવવા જોઇતા હતા તે પ્રમાણે થયેલું નથી અને તેમની જેટલી દેખરેખ રહેવી જોઇએ તેટલી રહેલી નથી એમ સ્પષ્ટ આ ઉપરથી જણાઇ આવે છે માટે આયંદે ચોકસ દેખરેખ રાખવી અને કામ બરોબર થાય છે કે કેમ તે બદલ ખાસ ધ્યાન રાખવું. આશા છે કે આ સંસ્થાનું કામ દીવસે દીવસે સુધરતું જશે. આ હુકમનો ઉતારો વી. પં. તરફ મોકલવો બાદ કાગળો દફતરે રાખવા તા. ૩૧ અગષ્ટ સને. ૧૯૨૫

(સહી) વ. પા. કસાલકર
સુબા પ્રાંત કડી સુધરાઇ શાખા મહેસાણા

---

## આંક ૩૫

મહંત ગોરધનદાસે વિસનગર મહાલ શા. ફો. ન્યા. વર્ગ ૧માં વડનગરના પટેલ ભગવાનદાસ નરસીદાસ તથા પરીખ ચંદુલાલ ચુનીલાલ પર ફો.ની ૫-૫૨ કલમ ૩૯૯ મુજબ ફરીઆદ કરી તે ફરીઆદ અરજીની

### નકલ

(આ નકલ ઘણી મોટી છે તેથી તેમાંથી જરૂર પુરતો ઉતારો લીધો છે)

**ફરીઆદી**

મહંતશ્રી ગોવર્ધનદાસજી અનાથાશ્રમના માલીક મહંતશ્રી ગોવર્ધનદાસજી ગણુપતદાસજી ઉંમર વરસ ૫૦ જાતના સાધુ કબીરપંથ ધંધો ધર્મોપદેશ રહેવાસી વડનગર

૧ હું ફરીઆદી આ અરજ આપી વિનતી કરૂં છું કે વડનગર કસ્બામાં મારૂં મહંતશ્રી ગોવર્ધનદાસજી અનાથાશ્રમ ચાલે છે તે અનાથાશ્રમનો માલીક તરીકે વહિવટ હું કરૂં છું.

સદરહુ અનાથાશ્રમના નીભાવ માટે અમો છોકરાઓ સાથે ફરી ભીક્ષા માગી નાણાં લાવી રીતસર નામું ઠામું રાખી આશ્રમની વ્યવસ્થા કરવામાં આવે છે.

અમલદારોએ અમારા આશ્રમની મુલાકાત લીધેલી તે બાબત તેમના થએલા અભીપ્રાયો વગેરેનો પુરાવો અમારી પાસે છે તે જરૂર પડે રજુ કરીશું.

તારીખ ૧-૧-૧૯૨૯ મહંત ગોરધનદાસ ગણુપતદાસની સહી દા. પોતે

## આંક ૩૬

વીસનગર મહાલ સા. ફો. ન્યા. વર્ગ ૧ આગળ ગુ. મુ. નં. ૩૮૨-૮૫ના કામમાં થયેલી મહંત ગોરધનદાસની જુબાની

**આ જુબાની લંબાણુ હોવાથી તેમાંથી ઉપયોગી ઉતારો આ નીચે આપીએ છીએ.**

વડનગરમાં મારો અનાથાશ્રમ મહંત ગોરધનદાસજી અનાથાશ્રમ એ નામથી ચાલે છે તેનો માલીક હું પોતે છું. તેનો વહિવટ હું પોતે જ કરૂં છું સદર આશ્રમમાં માબાપ વિનાનાં છોકરાંને રાખી અન્નદાન, વિદ્યાદાન આપવામાં આવે છે. હું બાર મહીનામાં બે મહીના ભીક્ષા માટે બહારગામ જઉં છું તેમાં ગૃહસ્થો તરફથી જે મદદ મળે તે ઉપર આશ્રમનો નિભાવ ચાલે છે. ૧૨ મહીને આવક જાવકનો રિપોર્ટ સરવૈયા સાથે હું બહાર પાડું છું રિપોર્ટ કોઇ પાસે મંજુર કરાવવામાં આવતો નથી. સદર રિપોર્ટ બે વરસથી બહાર પાડયો નથી પણ બહાર પાડવાની તૈયારી ચાલે છે. જે જે અમલદારોએ તથા સદગૃહસ્થોએ વીઝીટ કરેલી તેની વીઝીટ બુકો અસલ નંગ ૨ હું લાવ્યો છું. તે અસલ બતાવી તેમના કેટલાક અભિપ્રાયોની નકલો નં. ૧૮થી ૨૨ રજુ કરૂં છું. મારૂં પોતાનું ગુજરાન સદર આશ્રમમાંથી થાય છે. મારા કુંટુંબમાં ત્રણ છોડીઓ અને મારી બૈરી એટલાં જણાં છે. મારી મોટી છોડી મારે ત્યાં રહેતી નથી પણ તે તેના સાસરે રહે છે બીજી છોડી ૧૩ તથા ત્રીજી છોડી ૧૦ વરસની છે. મારી બૈરી સદર આશ્રમમાં સેક્રટરી તથા છોકરાંઓની માતા તરીકે સેવા બજાવે છે તેના બદલામાં તેને રૂા. ૫૦) દર મહીને સેક્રટરીના પગાર તરીકે આશ્રમમાંથી હું ઉધારી આપું છું. અનાથાશ્રમનું મકાન મેં પોતે બંધાવ્યું છે તેને બંધાવનાં રૂ. ૧૨૦૦૦ને આશરે ખર્ચ થયેલો છે. મેં મહંત તરીકે કાશીમાંથી ડીગ્રી મેળવી છે. ઉપદેશક તરીકે કામ કરેલું તે વખતે મારા સેવકોએ મને જે મદદ કરેલી તેના પૈસા મેં ભેગા કરેલા તેમાંથી રૂ. ૧૨૦૦૦)નો ખર્ચ આશ્રમનું મકાન બંધાવવામાં કર્યો છે. મારી દીકરીઓનું પોષણુ મારી સ્ત્રીના પગારમાંથી થાય છે. આશ્રમની વીઝીટ સરસુબા સાહેબે લીધેલી તે વખતે આશ્રમમાં છોકરાંઓ નહોતાં. તે વીઝીટ પછી ૧૫-૨૦ દિવસે આશ્રમ ખુલ્લો મુકવામાં આવ્યો અને છોકરાંઓ પણુ તેજ અરસામાં આવ્યાં. મે. સરસુબા સાહેબે વીઝીટ લઇ અભીપ્રાય આપ્યો છે તેની નકલ અસલ બતાવી ની. ૨૪થી રજુ કરૂં છું. આશ્રમ શરૂ થયા પછી ૧૦-૧૨ છોકરાં આશ્રમનો લાભ લઇ પોતપોતાને ઉદ્યોગે લાગ્યાં છે. આશ્રમનું મકાન બંધાવવામાં મારો એકલાનો જ ખર્ચ છે. બીજા કોઇનો ખર્ચ તેમાં થયો નથી.

### સોગન ઉપર વધુ ઉલટ

૧૯ હું મુળથી ક્ષત્રી જાતનો છું. મને સાધુ થયે ૨૫ વર્ષ થયાં છે. સાધુ થતાં પહેલાં હું ઘરબારી હતો. હું સાધુ થયા પછી મારી બૈરી મેના મારી સાથે રહેતી હતી તે સં.

૧૯૬૫માં મરી ગઇ ત્યાર પછી મેં બીજી બૈરી કરી છે તે સં. ૧૯૬૯માં કરી છે તે ન્યાતે સાધુ છે. મેં તેની સાથે નાતરૂ કર્યું છે તેનું નામ જમના છે. તે નાતરૂં કર્યું તે વખતે તેનો ધણી જીવતો નહતો. મેં જમના સાથે નાતરૂં કર્યું તે વખતે તેની સાથે બે છોડી અને એક છોકરો હતો. તે છોકરાં પણ મારી સાથે રહેવા લાગ્યાં. મારી સાથે નાતરૂ કર્યા પછી બાઇ જમનાને મારાથી ચાર પાંચ છોકરાં થયાં હતાં તે પૈકી બે હયાત છે તે બધા વડનગરમાં રહે છે બાઇ જમનાના ઘરમાં રહે છે. બાઈ જમના તેના પોતાના ઘરમાં રહે છે તે ઘરમાં હું રહેતો નથી. તે ઘર તેને તેના પ્રથમના ધણીના છોકરા શંકરલાલે બાંધી આપ્યું છે. તે શંકરલાલ ચાર સાડાચાર વરસથી ગુજરી ગયો છે તે પચીસેક વરસનો હતો અને ગુજરી ગયો છે. તે મકાન તેણે મુંબાઇમાં તે નોકરી કરતો હતો તેમાંથી પૈસા બચાવેલા તે પૈસા વડે બાંધેલુ. તેને મુંબાઇમાં રૂા. ૪૦થી ૫૦નો માસીક પગાર મળતો હતો. તેણે સાત આઠ વર્ષ નોકરી કરી હશે સદર મકાન રૂા. ૧૦૦૦)થી ૧૫૦૦)નું બંધાયેલુ હશે તે શંકરલાલ તેની માને પૈસા આપતો હતો અને બાકીના નિર્વાહ માટે હું પૈસા આપતો હતો.

૨૧ હું સાત વર્ષથી આશ્રમ ચલાવું છું. આશ્રમનો માલીક હું પોતે જ છું એટલે તેનો વહીવટ હું પોતે જ કરૂં છું. તેનો હિસાબ આજ સુધી મેં કોઇને બતાવ્યો નથી કારણ મને તે બતાવવાની જરૂર નથી હું મારો આશ્રમનો હિસાબ કોર્ટને બતાવવા તૈયાર છું આરોપીને કે તેના વકીલને બતાવવા હું તૈયાર નથી.

૨૨ વડનગરમાં હું માલ લાવું છું તે મારા પોતાના નામે લાવું છું આશ્રમના અંગે જે માલ હું લાવું છું, તે પણ મારા પોતાના નામ ઉપર લાવું છું મારે એકંદર ૨૦૦, ૫૦૦ કે ૭૦૦ રૂપીઆનું દેવું હશે તેનું નામું ઠામું મારી પાસે નથી.

૨૩ આશ્રમના છોકરાઓને મારી સાથે લઇ જઇને ભીખ માગીને હું પૈસા આશ્રમ માટે લાવું છું. આશ્રમના અંગે ગાડી ઘોડો મેં રાખેલો નથી પરંતુ ગાડી ઘોડો જમના બાઇની માલકીનો છે તેનું ખર્ચ જમનાબાઇ પુરૂ પાડે છે. જમનાબાઇને હું દર મહીને આશ્રમમાંથી રૂા. ૫૦) પચાસનો પગાર આપુ છું કારણ તે મારા આશ્રમની સેક્રટરી તરીકે કામ કરે છે અને આશ્રમના છોકરાંઓને મા તરીકે જણાવે છે તથા તેમની દેખરેખ રાખે છે અત્યારે આશ્રમના અંગે એકપણ બીજો કારકુન નથી.

૨૪ મારા વિરૂદ્ધ પાંચ સાત વર્ષથી બીજા પેપરોમાં લેખો આવે છે તેનો જવાબ મેં આપ્યો નથી. કારણ તેના જવાબ આપવાને માટે કોઇ કારણ નથી. ની. ૧૪નો લેખ ચંદુ-લાલ ચુનીલાલ આરોપી નં. ૨નો તેણે છપાવેલો છે તેનો જવાબ મેં આપેલો નથી. તેણે મારી માફી માગી નથી. ની. ૧૪ મેં સિદ્ધપુર જોયેલો તેને ચારેક વર્ષ થયાં હશે. ની. ૧૪નો લેખ ચંદુલાલ ચુનીલાલ અલક્ષ્ય જ્યોતિએ લખ્યો છે એવી ખબર મને ચાર વર્ષ ઉપર પડેલી છતાં તેની ઉપર મેં ફરીઆદ હાલની ફરીઆદ માંડી ત્યારે જ માંડી છે. ચંદુલાલ ચુનીલાલ અને હાલના આરોપી ભગવાનદાસને ઘણો સારો સંબંધ છે. ચંદુલાલનો સાધુ લાયબ્રેરીનો સેક્રેટરી છે અને ભગવાનદાસ લાયબ્રેરીનો એડીટર હતો.

૨૫ ની. ૧૩–૧૪ના લેખો મારા વાંચવામાં આવ્યા ત્યારથી મારી આબરૂ હલકી પડી હતી. ઘણા લોકો મને કહેતા હતા કે આવું તમારી વિરૂદ્ધ છપાય છે તો હવે તમને નાણાં કોણ આપશે. મને ઘણા લોકો નાણાં આપતા બંધ થયા છે. મને હરવખત કરતાં સદર લેખ છપાયા પછી ઓછા પૈસા મળ્યા છે તે બતાવવા હું તૈયાર છું પણ અત્યારે હું ચોપડા લાવ્યો નથી.

આશ્રમનો નામ બદલો કરી છપાવેલી પહોંચમાંથી લીધેલો ઉતારો
આંક ૩૭

બુક નંબર

સંવત ૧૯૮

પાવતી નંબર
તા૦ ૧૯૨

# મહંતશ્રી ગોવર્ધનદાસજી અનાથ ભારતોદ્ધાર આશ્રમ.

## વડનગર (ઉત્તર ગુજરાત.)

આશ્રય આપનાર ગ્રહસ્થ રા. રા.

ઠે. મુ.

### આશ્રમની વીગત.

| બાબત. | રોકડ | | | કપડાં વિગેરે ખાદ્યખોરાકીની જણસ. | | | | રીમાર્ક |
|---|---|---|---|---|---|---|---|---|
| | રૂા. | આ. | પા. | મણ, | રૂા. | આ | પા. | |
| | | | | | | | | |

અંકે રૂપીઆ આના પાઇ ઉપર જણાવ્યા પ્રમાણે આપ તરફથી આશ્રય મળ્યો તે ઘણાજ આનંદ ઉપકાર સાથે સ્વીકારી પહોંચ મોકલતાં આપને ધન્યવાદ આપીએ છીએ.

મંત્રી

મહંતશ્રી ગોવર્ધનદાસજી
અનાથ ભારતોદ્ધાર આશ્રમ-વડનગર.

(સદરહુ પહોંચની પાછળનું લખાણ)

**શ્રી કબીર સાહેબની દયા હજો !**

## મદદ કરો !  દયાનું સ્થાન !  મદદ કરો !

**અનાથ ભારતોદ્ધાર એટલે અનાથોનો ભારતમાં ઉદ્ધાર કરવાનું.**

# જેમાં શારીરિક, માનસિક, ઔદ્યોગિક ઉન્નતિના પાયા હોય.

આપણા બાળકો હિન્દમાં હીરા થઈ પરોપકાર કરે તેનું નામજ અનાથ ભારતોદ્ધાર આશ્રમ. આ વિચારને લઈને વડનગરમાં મહંતશ્રી ગોરધનદાસજીએ પોતે રૂપીઆ દસ હજાર તથા હાલમાં પાંચ હજાર વધુ ખરચી રૂા. પંદર હજારના બંધાવેલા મોટા ભવ્ય મકાનમાં જાતીભેદ સિવાય જુદી જુદી કોમનાં લગભગ ૪૫ થી ૫૦ અનાથ બાળકોને રાખી પોષવામાં આવે છે, જેમને શિક્ષણ આપવામાં આવે છે અને બાકીનો વખત નતિક, ધાર્મિક, ઔદ્યોગિક, શારીરિક અને માનસિક વિષયોમાં ગાળવામાં આવે છે ધનાઢ્ય ગૃહસ્થોએ પોતાના માતાપિતાનાં સ્મરણાર્થે એક તીથી જમણવાર આપવા અનાથ બચ્ચાંઓને યાદ કરશો એવી આશા રાખવામાં આવે છે.

## મહંતશ્રી ગોવર્ધનદાસજી અનાથ ભારતોદ્ધાર આશ્રમ

**એ નામથી પાંચ વર્ષથી ચાલુ છે.**

## ધનની નદીઓના ઢાળ આ બાજુ વાળવા દયાળુ સદ્‌ગૃહસ્થોને ખાસ વિનંતી છે.

મદદની રકમ તેમજ કપડાં તથા ખાધખોરાકીની જણસ મદદ તરીકે આપવા ઇચ્છનાર ગૃહસ્થે આ સંસ્થાના મંત્રીના સરનામે મોકલી આપવા કૃપા કરવી. તેની છાપેલી પાવતી આપવામાં આવશે અને હીસાબનો રીપોર્ટ દર વરસે બહાર પાડવામાં આવશે.

લખો:—

**જમનાબાઇ દેવચંદ.**

**મંત્રી.**

**મહંતશ્રી ગોવર્ધનદાસજી અનાથ ભારતોદ્ધાર આશ્રમ**

**વડનગર (ઉત્તર ગુજરાત)**

## મહંત તરફના સાક્ષી

(આ પૈકી નં. ૧ની સાક્ષી થઇ છે. તે આ પુસ્તકમાં નં. ૪૧થી દાખલ કરી છે)

૧ મહેતા મણિલાલ જમનાદાસ અમદાવાદ, શેઠ નથુરામ સાહેકરણદાસની પેઢીના મુનીમ ઠે. દેડકાની પોળ
૨ ઠક્કર ભોગીલાલ છોટાલાલ ગુજરાતી શાળાના માસ્તર ઠે. ભાટીઆ શેરી, વડનગર.
૩ શાહ દલસુખ જેચંદ શ્રાવક વાણીઆ ઠે. માતોર, વડનગર.
૪ સુનીલાલ પરભુરામ ત્રિવેદી ભીમસેન પ્રેસ અને ભીમસેન પત્રના માલિક, વડનગર.
૫ આનંદપ્રિયજી આત્મારામ પંડિત, વડોદરા.
૬ શાહ માણેકલાલ લીલાચંદ કાપડના વેપારી, વડનગર.
૭ મહેતા મણિલાલ તુળશીદાસ રે. વડનગર હાલ સરકારી છાપખાનામાં મેનેજર ઠે. કાકા પાસે, વડોદરા.

## આંક ૪૧

### મહંતના ૧ સાક્ષીની જુબાની થઇ તે

(બ્લેક ટાઇપ આ પુસ્તકના લેખકે કર્યા છે)

| | |
|---|---|
| મારૂં નામ મણીભાઇ | બાપનું નામ જમનાદાસ સરૈયા |
| ધર્મ હિન્દુ | નાગર વાણીયા |
| ઉ. વ. ૪૮ | ધંધો ઇન્ડસ્ટ્રીયલ મીલમાં સેક્રેટરી |
| રે. અમદાવાદ | ડીસ્ટ્રીક અમદાવાદ |

### સર તપાસણી

ફરીઆદી ગોરધનદાસને હું સાધારણ રીતે ઓળખું છું. તેમનું અનાથ આશ્રમ મેં એક વખત વડનગરમાં જોએલું છે. અનાથ આશ્રમ જોવા માટે હું આશ્રમમાં ગયો હતો, તે વખતે તેની વ્યવસ્થા સંતોષકારક જણાઇ હતી. આશરે આઠ નવ મહીના ઉપર હું ત્યાં ગયો હતો. ઇન્ડસ્ટ્રીયલ મીલ તરફથી દર વરસે આશરે રૂા. ૨૦–૨૫ અનાથ આશ્રમને આપવામાં આવે છે અને અમે આશ્રમના બાળકોને મારા ગુરૂની જન્મતીથીને દિવસે જમવાનું આપ્યું હતું ફરીઆદીએ ખર્ચનો આંકડો રૂા. ૧૯)નો બતાવેલો તે મે ફરીઆદીને અહીં આવ્યા ત્યારે અમદાવાદમાં આપ્યો હતો. મેં લગભગ ૪૦–૪૫ છોકરાઓ આશ્રમમાં જોયા હતા. કસરતશાળા, સુવાનો રૂમ, ઓઢવા પાથરવાની ચીજો રસોડું અને શો રૂમ મને બતાવ્યાં હતાં તે બધું મને વ્યવસ્થીત લાગ્યું. છોકરાઓને તેમને શું ભણે છે અને કેવી રીતે રાખે છે તે મેં પુછ્યું. છોકરાઓએ સંતોષ બતાવેલો. ફરીઆદી પોતાની ઓરતને સેક્રેટરી તરીકે રાખે છે. તે બાબત મારા પાસે અફવા આવેલી તેથી મેં છોકરાઓને પુછેલુ કે આ બાઇ તમને શું સંતોષ આપે છે. છોકરાઓએ કહ્યું કે **અમો માંદા હોઇએ ત્યારે અને મહંત ના હોય ત્યારે તે અમારી માની માફક દેખરેખ રાખે છે.** સગીર શંકરપ્રસાદ ભોગીલાલ નથુરામ સહાયકરણદાસની પેઢીનો વાલી હતો. એને કોઇ તરફથી વાલી નીમેલો છે નથુરામ સરાફની પેઢી છે. અને શંકરપ્રસાદ વડનગરના રહીશ છે. તે પેઢી અમદાવાદમાં છે તેમાં લાખો રૂપીઆની લેવડદેવડ

## આંક ૩૮. વડનગરના મહંત ગોવર્ધનદાસનો ભંગી વિગેરે સાથેનો ગ્રુપ

### પહેલી હારમાં બેઠેલાં ડાબી બાજુથી

નં. ૩ નાથા પુંજા [નરઘાવાળો]. નં. ૪ ધુળા રત્ના, [કે. ચીનનો તબેલો મુંબઇ]. નં. ૫ રણછોડ બાલુ, [ભંગીનો ગોર]. નં. ૬ બેચર પીતાંબર, [નાડીઆવાડ કાજીનું ધાબુ-અમદાવાદ]. નં. ૭ અંબારામ સોમા, [કે. પીત્તળીઓ બંબો-અમદાવાદ].

### બીજી હાર ખુરસી ઉપર બેઠેલા ડાબી બાજુથી

નં. ૧ મોહન ચાંદ. નં. ૨ મંગળ નાથુ. નં. ૩ કચરા લાલા, [ત્રીજી લાઇન નં. ૮નો સાળો]. નં. ૪ મહંત ગોવર્ધનદાસ ખત્રી, [વડનગરવાળા].નં. ૫ કાશીરામ દેવચંદ [પહેલીહાર નં. ૭નો બાપનો બાપ]. નં. ૬ મફત નાથુ ભગત. નં. ૭ રણછોડ પીતાંબર.

### ત્રીજી હાર પાછળ ઉભેલા ડાબી બાજુથી

નં. ૧ આલા ધના. નં. ૨ લલુ સવા. નં. ૩ સના નાથુ, [સરસપુર અમદાવાદ]. નં. ૪ રમઝાન ચાંદ. નં. ૫ પરસોતમ નાથુ, [સરસપુર અમદાવાદ]. નં. ૭ કચરો. નં. ૮ દુધા ગલા, [સરસપુર અમદાવાદ].

* * *

## આંક ૩૯. તા. ૨૧–૨–૧૯૨૯ના "પોલ પત્રિકા"ના પ્રથમ પેજ પર નીચેના લખાણ સહિત આ ફોટો પ્રસિદ્ધ થયો છે

આ મહંત ? ગોવર્ધનદાસજી ! મહારાજે વડનગરના એક પત્રના પહેલે પાને "પોલ પત્રિકાના તંત્રી નાગરદાસ ગઢીઆને જાહેર નોટીસ" તા. ૧૮–૧–૨૯ની પ્રકટ કરાવી છે. એમાં જણાવવામાં આવ્યું છે કે "પોલ પત્રિકા"માં એમની તથા એમના આશ્રમની જે કહેવાતી બદનક્ષી કરવામાં આવી છે. એ પુરવાર કરવા અમારે વીસનગર મુકામે કોર્ટમાં હાજર થવું ! નહિતર ફરિયાદ કરવામાં આવશે ! અમો એ મહંતને–થયેલા તથા હવે પછી થનારા આક્ષેપોમાંથી–નિર્દોષ જોવા ઇચ્છીએ છીએ. પધારો ! મહંતજી !! કોર્ટના દરવાજા આપ શ્રીમાનને માટે ખુલ્લા છે !!!

* * *

## આંક ૪૦. મહંતના દાઢી મુછનું મુંડન કરાવેલો ફોટો

* * *

## આંક X. આ ફોટો મારો નથી એમ મહંતે અમદાવાદ કોર્ટમાં કહ્યું હતું

ફોટાની ખુરશી ઉપર મ. ગો. અક્ષરો દેખાય છે. તે વાંચી મહંત ગોરધનદાસ અનાથાશ્રમની ખુરશી પર એવા અક્ષરો છે એમ વડનગરના વતનીઓ કહે છે. વડનગરના વતનીઓ તો એમ પણ કહે છે કે જે જાળી દેખાય છે તે તળાવના કિનારા તરફ અનાથાશ્રમના પાછલા ભાગની છે અને ઝાડ દેખાય છે તે આશ્રમની બહાર છે તેજ છે. વડનગરના વતનીઓ આ ફોટામાં સ્ત્રી છે તેને મહંતની સાથે નાતરે આવેલાં અને હાલ આશ્રમના સેક્રેટરી તરીકે કામ કરતાં તથા નાટકનાં માલિક બની ચુકેલાં અને મહંત જેની ઘોડાગાડી હાંકે છે એવાં જમનાબાઇ તરીકે ઓળખાવે છે. અને પુરૂષ છે તેને મહંત ગોરધનદાસ તરીકે ઓળખાવે છે. અમે મહંતને નજરે જોયેલા હોવાથી ફોટો જોઇને કહી શકીએ છીએ કે તે ફોટો મહંતનો છે. અજાણ્યાં ધર્મઘેલડાં શ્રદ્ધાળુ માણસોને તો ઝાડ અને દાઢીનો દેખાવ જોઇ શંકરના શિરે પારવતીજી અભિષેક કરતાં હોય એવું લાગે છે.

આંક ૨૮ : વડનગરના મહંત ગોવર્ધનદાસ ગણપતદાસનો ભંગી વીગેરે સાથેનો ગ્રુપ.





તા. ૨૧-૨-૧૯૨૯ના "પોલ પત્રિકા"ના પ્રથમ પેજ પર નીચેના લખાણ સહિત આ ફોટો પ્રસિદ્ધ થયો છે.

આંક ૪૦



મહંતનો દાઢી મૂછનું મુંડન કરાવેલો ફોટો.

આંક X



આ ફોટો મારો નથી એમ મહંતે અમદાવાદ કોર્ટમાં કહ્યું હતું.

થાય છે. સગીરનું લગ્ન ગયા મહા માસના અરસામાં થયું તે વખતે પેઢી તરફથી રૂા. ૫૦) અનાથ આશ્રમને મદદ આપેલી. આ આશ્રમનો હિસાબ મેં જોયો નથી મેં હીસાબ માગ્યો નથી તેમ તેણે દેખાડયો નથી અનાથ આશ્રમની વ્યવસ્થા સારી ચાલે છે તે રીતે નહીં પણ અનાથોને મદદ ખાતર હું મદદ આપું છું મારો પગાર રૂા. ૨૧૧) મહીને છે. હું ઇનકમટેક્ષ ભરૂં છું એમ ડીવીડંન્ટના ઇનકમટેક્ષમાંથી હું રૂા. ૩૦૦) રીફંન્ડ લઉં છું.

(૨) ઉલટ તપાસ

આ આશ્રમનો વહીવટ કરવા કોઇ મેનેજીંગ કમીટી નથી એ હું જાણું છું તેમ, તેના હિસાબ કીતાબ કોઇ ઓડીટરને બતાવતા નથી તે હું જાણતો નથી. આ આશ્રમ પોતાની ખાનગી મીલકત છે એવું મહંત કહે છે એ વાત હું જાણતો નથી. આ આશ્રમ જાહેર સંસ્થા છે કે ખાનગી મીલકત તે સંબંધી મેં કોઇ વિચાર કર્યો નથી. આશ્રમની ખાનગી મીલકત હોય અને તેવી મદદ આપી શકાય તેવી હોય તો પણ અનાથોને મદદ થતી હોય તો હું તેને મદદ આપું. મીલવાળા મારા વિશ્વાસ ઉપર મદદ આપે છે. મીલના મેનેજીંગ એજન્ટને આશ્રમ સંબંધી મારા કરતાં વધારે જ્ઞાન નથી. અનાથો માટે પૈસા જાય છે તેટલી વાત મેં મેનેજીંગ એજન્ટને કરેલી. આ આશ્રમમાં મા અથવા બાપવાળા છોકરાંઓ છે કે કેમ તે હું જાણતો નથી. મા અગર બાપ હોય છતાં પણ તે ગરીબ હોય તો તેને મદદ આપવામાં મને વાંધો નથી. સ્ટેશન માસ્તરના છોકરા આશ્રમમાં રહેતા હોય તો તે સંસ્થાને મદદ આપવામાં મારૂં મન ઓછું થાય. આ સંસ્થામાં સ્ટેશન માસ્તરનો છોકરો રહેતો હતો તે મને ખબર નથી. આ આશ્રમનો રિપોર્ટ મેં કોઇ વખત જોયો નથી. મહંત અમદાવાદમાં ઘણી વખત પૈસા ઉઘરાવવા આવે છે. તે કોઇ વખત ખાદીનો ઝભ્ભો પહેરે છે. અને કોઇ વખત લાંબો કોટ પહેરે છે. હું આશ્રમમાં સાંજના છ વાગે ગયો હતો અને અડધો પોણો કલાક ત્યાં રોકાયો હતો.

ફરી તપાસ

સ્ટેશન માસ્તરનો છોકરો ગરીબ છે એમ કહે તો તેને મદદ આપવામાં વાંધો નથી.

તા. ૧૨-૨-૩૦ (ઇંગ્રેજી સહી)

**સી. એન જોશી**

સીટી ફ. ક. માજીસ્ટ્રેટ

કોર્ટના હુકમ પ્રમાણે મહંતે ચોપડા, વાઉચર વિગેરે રજુ ન કર્યું એટલે તારીખ ૧૨-૨-૩૦ના રોજ નામ. કોર્ટે હવેની એટલે તારીખ ૧૯-૨-૩૦ની મુદતે માગેલું સાહિત્ય લાવવા સમન્સ પહોંચાડયો હતો.

તારીખ ૧૯-૨-૩૦ની મુદતે મહંત કોર્ટમાં આવ્યા નહિં તેમજ માગેલું સાહિત્ય રજુ કર્યું નહિં તેથી નામ. કોર્ટે ફરીઆદ કાઢી નાંખી હતી.

## શ્રી. અમૃતલાલ શેઠે પોતાના લેખી સ્ટેટમેન્ટ સાથે આંક ૬થી રજુ કરી તે.

વડનગરના મહંત ગોવર્ધનદાસ અનાથ-આશ્રમની

# જાહેર પ્રજાને ચેતવણી

હાલમાં મહંત ગોવર્ધનદાસ આશ્રમના બાળકો સાથે અહીંયાં નાણાં ઉઘરાવવા આવેલ છે. તેથી અમો સર્વે ભાઇઓને તથા માહાજન મંડળોને જણાવવા ઇચ્છીએ છીએ કે, આ મહંત આશ્રમના નામ તળે બાળકોને નાણાં ઉઘરાવવાના સાધન તરિકે વાપરી જાહેર પ્રજાને ઠગવાનો ધંધો લઇ બેઠા છે. તેમના આશ્રમમાં કોઇપણ જાતનું રીતસરનું બંધારણ નથી. તેમજ વહિવટ કરવાને વ્યવસ્થા કોઇપણ જાહેર માણસનું અગર ગામના સાધારણ માણસનું નામ નિશાન પણ નથી. સર્વ બાબતનો અને મીલકતનો કુલ વહિવટ અને મુખત્યાર પોતે ગણાવે છે, ઘણા માણસોના કહેવા છતાં આ સંસ્થામાં રીતસરનું બંધારણ કરી રીતસરની કમીટી પણ રાખતા નથી. અને ખર્ચેલા નાંણાનો ખરાપણા માટેનો હીસાબ પણ ઓડીટ કોઇ પાસે કરાવતા નથી.

થોડા વખત ઉપર ગામના લોકો તરફથી ઘણી અફવાઓ ઉડી હતી કે તેમણે આશ્રમ માટે ઉઘરાવેલા નાણામાંથી પોતાની વિષયવાસના માટે લાવી રાખેલ સધવા દરજણ માટે જાતજાતના દાગીના તથા જાતજાતનાં લુગડાં લત્તાં કરાવ્યાં. અને વધારામાં ઘોડાગાડી પણ રાખી. આમાંનુ થોડુંઘણું ખરૂં હશે એમ અમારૂં માનવું છે. કારણ કે થોડા વખત ઉપર ગામના સેવા સમાજ મંડળે તેમને ખુલ્લો પત્ર છપાવી લખ્યો હતો, તેમાં તેમની ગેરવ્યવસ્થા માટેની ઘણી બાબતો અજવાળામાં આવી હતી, અને છેવટમાં એ પત્રમાં જણાવ્યું હતું કે, તમોએ આ આશ્રમમાં ગેરવ્યવસ્થા કરી છે, તેથી તમારે આ આશ્રમ બીજાઓને સોંપી તમારે તેમાંથી નીકળી જવું. પરંતુ તેનો સંતોષકારક કંઇ જવાબ આપ્યો નથી.

થોડા વખત ઉપર શ્રીયુત વલ્લભભાઇ ગાંધીપર્સ માટે વડનગર આવેલા ત્યારે તેમણે મહંતને સુચના કરેલી કે, તમારે બાળકોને સાથે લઇ ભીખ માંગવા નીકળવું નહિ કારણ કે, તેથી બાળકોની, મનોવૃત્તિ હલકી થાય છે. અને તમારે આ આશ્રમમાં રીતસરનું બંધારણ કરી વ્યવસ્થા માટે કમીટી રાખવી, નહિ તો આ સંસ્થા બંધ કરવી; છતાં તેમની તે સુચના પણ ધ્યાનમાં ના લેતાં બાળકોને સાથે લઇ ભીખ માંગવા આવેલા છે. તો આથી સર્વે જાહેર પ્રજાને, જણાવીએ છીએ કે આવા મહંતોને જોઇ વિચારીને જ નાણાંની મદદ આપવી જોઇએ.

લી૦ સેવકો વડનગરના વતની

**શ્રી. અમૃતલાલ શેઠે લેખીત સ્ટેટમેન્ટ સાથે આંક ૧૦થી રજુ કરેલી વીસનગર મા. સા. ફો. ન્યા. વર્ગ ૧માં ગુ. નું. નં. ૩૮૨-૮૫ના કામમાં નિશાની ૨૬થી થએલી મહંતના સાક્ષી માણેકલાલ પુરસોતમની જુબાનીમાંથી કરેલો કેટલોક ઉતારો.**

× × ×

૭ સોગન ઉપર-વધુ ઉલટ તપાસ

ફરીઆદીને ત્યાં નોકર હતો. મેં આશરે વરસ સવા વરસ નોકરી કરેલી. હું આશ્રમમાં અંગ્રેજી ભણાવવાનું કામ કરતો હતો. મહંત (ફરીઆદી)ની બૈરી દરજણ જ્ઞાતિની છે તેને

શંકરલાલ નામનો એક છોકરો હતો. હું જે વખતે આશ્રમમાં નોકર રહેલો તે વખતે તે છોકરો બીમાર હતો એ વાતને ચાર પાંચ વરસ થયાં હશે. તે બીમાર હતો તે પહેલાં તે શો ધંધો કરતો હતો તેની મને માહીતી નથી.

૮ શંકર બીલ્ડીંગ નામનું મકાન મહંતે બંધાવેલું. મહંત પણ બાઇ જમનાની ભેગો રહે છે. બાઇ જમનાને આશ્રમમાંથી પગાર મળે છે તે મકાન રૂ. ૩૦૦૦) કે ૪૦૦૦)ની કીંમતનું હશે.

૯ મહંતને કોણુ કોણુ સેવકો છે અને કોના તરફથી શી શી આવક છે તેની મને ખબર નથી. આશ્રમના અંગે ગાડી તથા ઘોડા રાખેલા છે.

× × ×

૧૨ ની. ૧૪ જેવું હેન્ડબીલ સિદ્ધપુરમાં મેં વાંચ્યું તે વખતે હું ફરીઆદી પાસે નોકર હતો. ની. ૧૪ મેં સિદ્ધપુરમાં વાંચેલું. ની. ૧૪ જેવું હેન્ડબીલ મેં સિદ્ધપુરમાં વાંચેલુ. મહંત (ફરીઆદી)ની નાટક કંપની મહંતે કાઢેલી. આશરે મહીનો દોઢ મહીનો ચાલીને બંધ થએલી. કૃષ્ણ વિજય કે એવું કંઇક તે નાટક કંપનીનું નામ હતું. તેમાં એકટરો આશ્રમના છોકરા નહોતા પણ કાબુલી હતા. હેન્ડબીલમાં જમનાબાઇનું નામ નાટક કંપનીના માલીક તરીકે હતું કે કેમ તેની મને ખબર નથી. તે વખતે આશ્રમના પાંચ સાત છોકરા નાટક કંપનીનો સામાન વગેરે બાંધવાની મદદ કરવા સિદ્ધપુરમાં આવ્યા હતા ખરા પણ તેમને એટલે આશ્રમના છોકરાઓને નાટક કંપનીના એકટર તરીકે લાવેલા નહોતા. ત્યાર પછી મહંતે બીજી નાટક કંપની કાઢી હતી ખરી, પણ હું તે વખતે નહોતો.

× × ×

**૧૪ ફેર તપાસ**

આશ્રમના અંગે ગાડી ઘોડા રખાય છે એવું મેં કહ્યું. તેનો ખર્ચ કોશમાંથી પડે છે તેની મને ખબર નથી. શંકર બીલ્ડીંગના પૈસા કોણે આપેલા તેની મને ખબર નથી.

તા. ૬-૯-૨૯ માણેકલાલ પુરસોતમ સહી દા. પોતે

# પોલ પત્રિકા મહંત બદનક્ષી કેસ

વડનગરના નામચીન મહંત સંબંધી એક પુસ્તિકા બહાર પડવાની છે એમ જાણવા મળતાં મહંતે પોલ પત્રિકાના તંત્રી શ્રી. નાગરદાસ ગઢીઆ સામે બદનક્ષીની ફરીઆદ નોંધાવેલી તે સંબંધીમાં ફરીઆદ નીકળી ગયાનો ઠરાવ થયો તે સહિત કાગળો એક ભાઈ અમને મોકલી આપે છે. અને તે કેસ પણ આ પુસ્તિકાની સાથે સાથે પ્રસિદ્ધિમાં મુકવા વિનતી કરે છે તેથી મળેલા કાગળોનો ઉતારો અમે અહીં આ પુસ્તીકા સાથે આપીયે છીએ.

*　　*　　*　　*

## વડનગરના નામચીન મહંત ગોરધનદાસે, મુંબાઇ–પોલ પત્રિકાના તંત્રા શ્રી. નાગરદાસ ગઢીઆ સામે કરેલી ફરીઆદની ફરીઆદ અરજીની નકલ

અમદાવાદના મે. સીટી ફ. ક. મેજીસ્ટ્રેટ સાહેબની કોર્ટમાં

### ફરીઆદી

મહંત ગોરધનદાસજી ગુરૂ ગણપતદાસજી જાતે સાધુ ધંધો ધર્મોપદેશનો ઉમર વરસ ૫૦ રે. વડનગર તાલુકે ખેરાલુ વડોદરા રાજ્ય

### આરોપી

૧ નાગરદાસ ગઢીઆ તે પોલ પત્રિકાના નામના અઠવાડીક પેપરના તંત્રી ઠે. નળ બજાર દ્વારકાદાસ બીલ્ડીંગ, મુંબઇ.

તથા

૨ નંદલાલ બાપનું નામ ખબર નથી પેપર વેચનાર તથા પબ્લીશર ઠે. રતનપોળ અમદાવાદ

### આરોપ

ઇ. પી. કો. ક. ૫૦૦ તથા ૫૦૧ મુજબ

હું ફરીઆદી આપ નામદાર કોર્ટને આ ફરીઆદ આપી વીનંતી કરૂં છું કેઃ

૧ આરોપી નં. ૧ મુંબઇથી પ્રસીદ્ધ થતા પોલ પત્રિકા નામના અઠવાડીક પેપરનો અધીપતિ અને પ્રસીદ્ધ કર્તા છે અને આરોપી નં. ૨ સદર પેપરનો અમદાવાદમાં તેનો પબ્લીશર તથા વેચનાર એજંટ છે અને તે પેપર નં. ૧નો આરોપી મુંબઇથી પ્રસીદ્ધ કરી અહી તેમજ દેશ દેશાવર મોકલે છે.

૨ અમો વડોદરા રાજ્યના વડનગર કસ્બાના વતની હોઇ અમારા પંથના સાધુઓમાં મહંતની પદવી ધરાવીએ છીએ અને મહંતશ્રી ગોરધનદાસ ફ્રી અનાથાશ્રમ નામની લોકોપયોગી સંસ્થા અનાથ બાળકોને ઉછેરવા તથા કેળવણી આપવા સારૂ ચલાવીએ છીએ. સદર સંસ્થામાં હાલ ૫૦ અનાથ વીદ્યાર્થીઓ હોઇ તેના પાછળ વાર્ષિક રૂપીઆ છ થી સાત હજારનો ખરચ આવે છે આથી અમારી વડોદરા રાજ્યમાં તથા અહીં લોકોમાં સારી આબરૂ છે.

કે આરોપી નં. ૧ પોતાના પોલ પત્રિકા નામના પેપરમાં વારંવાર અમારી તથા અમારા આશ્રમની આબરૂ હલકી પાડવાના ઇરાદાથી ગંધીચ આક્ષેપો અમારા ઉપર મુકે છે. તેણે પોતાના સદર પેપરના તા. ૨૦-૧૨-૨૮.ના અંકમાં પાન ૧૦ ઉપર અનાથાશ્રમને નામે ચાલતા પાખંડો 'પોલા દેખકે પેઠ જાઓ' એ મથાલા નીચે એક લેખ પ્રસીદ્ધ કરીને અહીં તેમજ મુંબઇ વીગેરે સ્થળોએ પ્રસીદ્ધ કર્યો છે. સદરહુ લેખમાં અમારાં વીશે તથા અમારા આશ્રમની વ્યવસ્થા વીશે આબરૂ લેનારા અને હલકા લખાણનો ઉપયોગ કર્યો છે. દાખલા તરીકે આશ્રમના નામે વિલાસ ખેલવાનો તથા ગાડી ઘોડા રાખવાનો તથા લોકોને દમદાટી કરીને પૈસા કઢાવવાનો વીગેરે તથા ગંધર્વસેન અને ગોધાઓ આવા અમોને ઉપનામ આપીને અમોને હલકા પાડવાનો પ્રયત્ન કરેલો છે. આ આખા લેખની નકલ આ સાથે રજુ છે સદરહુ લેખનું લખાણ અમારી તથા અમારા આશ્રમની આબરૂ જન સમાજમાં હલકો પાડવાના ઇરાદાથી આરોપીઓએ અહીં પ્રસીદ્ધ કર્યું છે.

૪ ઉપરના લેખની તમામ હકીકત ખોટી હોઇ તે અમારી તથા અમારા આશ્રમની બદનક્ષી કરનાર છે અને તે આરોપીઓએ અમારી તથા અમારા આશ્રમની બદનક્ષી કરવાના ઇરાદાથી પ્રસીદ્ધ કરીને ઇ. પી. કો. ક. ૪૯૯ મુજબ ગુન્હો કર્યો છે તો તેમને પકડ હુકમ કાઢીને પકડી મંગાવી તેમના ઉપર કામ ચલાવી શીક્ષા કરવા વિનંતિ છે. તકરારી લેખની બીજી નકલો માટે આરોપી નં. ૨ને ત્યાં ઝડતી કરાવી જપ્ત કરાવવાની મહેરબાની થશે.

૫ તકરારી લેખ વડનગરની લાઇબ્રેરીમાં પટેલ ભગવાનદાસ નરસીદાસે અમારી તથા અમારા આશ્રમની આબરૂ હલકી પાડવાના ઇરાદાથી પ્રસીદ્ધ કરેલો તે બદલ તેમને વીસનગર તાલુકાના પહેલા વર્ગના ફોજદારી ન્યાયાધીશ સાહેબે દંડની સજા કરેલી છે. ઠરાવની નકલ આપ સાહેબ માગશો ત્યારે રજુ કરીશ.

૬ આ બાબતના પુરાવા ચાલતા કામે રજુ કરીશ તા. ૫ ડીસેમ્બર ૧૯૨૯

સહી મહંત ગોરધનદાસ ગણપતદાસ સહી દા. પોતે

## વેરીફીકેશન

હું મહંત ગોરધનદાસજી ગુરૂ ગણપતદાસજી હાજર થઇ લખાવું છું કે મારી ફરીઆદ અરજીમાં લખેલી હકીકત ખરી છેઃ

૧ હું વડનગરનો રહીશ છું. આશરે આઠ વરસથી અનાથાશ્રમ પૈસા માગી લાવી ચલાવું છું. તેનો બરાબર હીસાબ રાખુ છું તેમ છતાં મુંબઇમાં નીકળતા પોલ પત્રિકા નામના છાપામાં મારી નીચે મુજબના લેખોમાં બદનક્ષી તોહમતદાર નં. ૧ના એ કરેલી છે તેમ તે પેપરો તોહમતદાર નં. ૨ના એ અમદાવાદમાં વેચતા મેં ખરીદ કરી અમદાવાદ વાંચતા મને મારી બદનક્ષી કર્યાની ખબર પડેલી.

તા. ૨૦-૧૨-૨૮, તા. ૧૦-૧-૨૯, ૧૦-૧-૨૯, અને ૨૧-૨-૨૯ એ રીતે પોલ પત્રીકામાં ચાર લેખો મારા વીરૂદ્ધ છાપી પ્રસીદ્ધ કરી બદનક્ષી કર્યા બદલ તોહમતદારો પર મારી ફરીઆદ છે એટલી મારી હકીકત છે તે મારા લખાવ્યા પ્રમાણે લખી લીધી છે.

તા. ૯-૧૨-૨૯ સહી મહંત ગોરધનદાસ ગણપતદાસ દા. પોતે

રૂબરૂ અંગ્રેજીમાં (સહી) સી. એન. જોશી ફ. ક. મે. અમદાવાદ

મહંતે ઉપરના વેરીફીકેશનમાં સુચવેલા નીચે પ્રમાણેના ચાર લેખ પોલ-પત્રિકામાં પ્રસિદ્ધિ પામ્યા હતા.

## પહેલો લેખ

પોલ પત્રિકા તા. ૨૦-૧૨-૨૮ના પાને ૧૦

# અનાથાશ્રમને નામે ચાલતા પાખંડો!

## પોલા દેખકે પેઠ જાઓ!!

**સાહેબ!**

**આપ** "પોલ પત્રિકા" કાઢો છો, પણ પોલ પકડવાનાં દુરબીનોની ખામી પુરી કરવા ખાસ રશીયાથી મંગાવી પોલ પ્રકાશક 'ટેલેસ્કોપ' આપને ભેટ આપશું! એથી આપને ખુશાલી પેદા થશે, એટલું જ નહીં પણ આપનું બ્યુગલ જોરમાં વાગશે!

**આજ** કાલ મુંબઇ શહેરમાં "પોલા દેખકે પેઠ જાઓ!" એવા ઘણાએ લોકો ભટકે છે! જો અમીરી ઠાઠથી જીવન ગુજારી ગામડાના લોકો પર દમદાટી કરી રોફ જમાવવો હોય તો આવી જાઓ મુંબઇ! રાખી લ્યો છોકરાં! અને નામ આપો અનાથાશ્રમનાં! જોઇ લો પછી મજા! પૈસાની છનાછન! બસ પોલા દેખકે પેઠ જાઓ!

વડનગરના મહંત ગોરધનદાસ કહેવાય બાવા! છતાં દેશમાં તો દરજાણ આશ્રમ માતુશ્રી કહેવાય! અને મહંતને શું! પણ અમેરીકન સુધારાની ટોચ સુધી ગાડી ઘોડે મ્હાલી મહંતની પદવીને ઓપ ચઢાવાય. એવી દોલતનો મુંબઇ જેવી પોલી નગરી સિવાય કયાંથી મલી શકે?

ભીખ માગવામાં સરળતા થાય એટલા માટે જો કોઇ આગેવાન કે સારો માણસ ગામમાં આવે તેને બહારની ટાપટીપ દેખાડી વીઝીટ ઘસડાવી લઇ મુંબઇ જેવા શહેરમાં "અક્કલના અધુરા અને ગાંઠના પુરા!" લોકોને બતાવી અનાથાશ્રમના નામે રૂપીયા ઉઘરાવી અમીરી ઠાઠ મારે એ તો 'પોલા દેખકે પેઠ જાઓ' એવી મુંબઇ નગરીમાં જ ચાલે!

આવા ગોધાએ ભલેને પછી "ગોવર્ધનદાસ અનાથાશ્રમ" નામ રાખે યાતો "ગોવર્ધસેન અનાથાશ્રમ" રાખે! પણ બાબતમાં તે એક વિલાસ પોષવા શિવાય દેશના અનાથોને જરા પણ રાહત આપી શકે એવું અમે જરાએ માનતા નથી! પરમેશ્વર! આવા બલાઓથી બચાવે!

વડનગર તા. ૫-૧૨-૨૮. ટેલેસ્કોપ

---

## બીજો લેખ

પોલ-પત્રિકા તા. ૧૦-૧-૨૯ના પાને ૫

## પોલ પડઘમમાંથી

આજકાલ ઘણા લુચ્ચા લોકો અનેક જાતની યોજનાઓ ઘડી-પાખંડો ચલાવી આશ્રમોને નામે ભોળી જનતાને ઠગી પૈસા લુંટવાનો ધંધો લઇ બેઠા છે! આવાઓમાંના જ એક પેલા વડનગરના દાઢીવાલા મહંત ગોવર્ધનદાસજી કહેવાય છે. આ કહેવાતા કદાવર મહાત્મા સાહેબ ગોવર્ધનદાસજી ઉર્ફે ખત્રી ગીરધરલાલ મગનલાલભાઇ ઘણા ધંધા કરી ચુકયા છે!

આ ભાઇએ થોડાક વખત પહેલાં "શ્રી યમુના નાટક સમાજ" કાઢી તે પાછળ રૂા. ૧૦૦૦૦નું પાણી કરેલું કહેવાય છે ! આ પૈસો મહંત ગીરધરલાલજી કમાંથી કમાયા હતા, તેનો વિચાર દાન કરી સ્વર્ગની સીટ રીઝર્વ કરાવનારાઓએ કરવો જરૂરી છે ! " મહાત્મા તુલસીદાસ " અને "સતી ફુલ દે"ના નાટકો ભજવનાર આવા મહંતજી એક નહિ પરંતુ મહા ગુજરાતને ખુણે ખુણે અનેક પડયા છે ! સંભાળજો મહંતજીઓ ! હવે પોલ ચલાવવી રહેવા દેજો બાપજી !

---

## ત્રીજો લેખ

### પોલ પત્રિકા તા. ૧૦-૧-૨૯ના પાન ૧૦

# મહંત ગોવર્ધનદાસના ધંધા !

## પોલીઆ મહંતજી ખુલાસો કરશે ?

**સાહેબ !**

આપના તા. ૨૦-૧૨-૨૮ના અંકમાં અત્રેના અનાથાશ્રમ સંબંધી છપાએલી ખરી હકીકતથી અહીના વાતાવરણમાં અજબ સનસનાટી ફેલાણી છે !

મહંત ગોવર્ધનદાસના આશ્રમના વહીવટ સંબંધે ઘણી વખતે ખુલાસા પુછાયેલા પરંતુ તેના જવાબો જનતાને હજુ મળ્યા નથી. નીચેની બાબતોનો ખુલાસો ખુદ મહંતશ્રી પોતે યા તો તેમના વખાણનારાઓમાંથી કોઇ કરશે તો જનતાની સારી સેવા બજાવી કહેવાશે. પ્રપંચોના પડદાઓ તો હંમેશા ભસ્મીભૂત જ થવા જોઇએ. (૧) કહેવાય છે કે પૂર્વાશ્રમમાં મહંત પોતાની પરણેલી ચૌદ વરસની યુવાન પત્નિને તરછોડી બાવા થયા અને જંબુસર જઇ કબીરપંથી કોઇ મહંતની ચાકરી શરૂ કરી ! પણ ત્યાં સત્તા ન મળવાથી વડોદરે આવી ગાડી (ઘોડાગાડી) ભાડે ફેરવવાનો ધંધો અખત્યાર કર્યો, અને ત્યાં જમનાબાઇ જે હાલ તેમના આશ્રમના માતુશ્રી કહેવાય છે (સધવા દરજ્જે) તેની સાથે ગૃહસંસાર માંડવા લઇને વડનગર આવ્યા ! આ બાઇ ઉપર પોલીસ ગુન્હો વડોદરામાં સાબીત થયેલો તે હકીકત કેટલી સત્ય છે તે કોઇ જણાવશે ? (૨) મહંત પોતે પોલીસમાં સિપાઇગીરી કરતા હતા તે વખતે તેમનો પાંચ રૂપીઆ દંડ થઇ કમી કરવામાં આવ્યા, તે વાત ખરી ? (૩) આશ્રમ સ્થાપ્યા પછી પહેલા વરસની આવકનો મોટો ભાગ પોતાના અંગત ઘર ખર્ચમાં-દાગીના વિગેરેમાં વાપરેલો તે ખરૂં છે કે ?

(૪) આશ્રમની મુલાકાત ગુજરાતના સુબા શ્રી વલ્લભભાઇ પટેલે સને ૧૯૨૩-૨૪માં લીધેલી ત્યારે તેમણે મહંતશ્રીને કહેલું કે "વહીવટ માટે કાયદા મુજબ એક વગદાર કમિટી નીમવી જોઇએ અને છોકરાંઓને લઇ ભીખ માગવા ન જવું જોઇએ. આમ કરવાથી તેમના પર ભીખની છાપ પડે અને તેથી દેશમાં ભીખારીઓ પેદા કરનારી સંસ્થા ગણાય !" આ સોનેરી શીખામણના બદલામાં મહંતજીએ ખાદીની હોળી કરેલી તે વાત ખરી છે કે ?

(૫) આશ્રમના નામે દેવું કરીને વસ્તુઓનો ઉપયોગ મહંત પોતાના અંગત રીતે કરે છે, અને મકાનો વિગેરે પોતાનાં ખાનગી છે એવું તેઓ ઘણી વખત જણાવી ગયા છે, તે શું ખરૂં છે ?

(૬) કહેવાય છે કે મહંતશ્રીની ભીખ માગવાની રીત ઘણીજ નાનકશાહી જેવી છે. મુંબઇમાં જ્યારે કુટુંબ સાથે છોકરાંઓને લઇને જાય છે ત્યારે છોકરાંઓને તડકે દાતાની સામે ઉભા રાખી. દાતાની લાગણી ખેંચવા નાનકશાહી પ્રયોગો આચરવામાં આવે છે! નાનકશાહી તો પોતાના શરીર પર ઘાતકીપણું કરે છે ત્યારે મહંતશ્રી તો કુમળાં બાળકોનો ઉપયોગ કરે છે। તેઓ આ સંબંધી શું ખુલાસો કરે છે?

(૭) સને ૧૯૨૫-૨૬માં તેમના આશ્રમમાં એક સ્ટેશન માસ્તરનો છોકરો મૂકવામાં આવ્યો હતો અને થોડા દિવસ રહીને તે ત્યાંથી ચાલ્યો ગયો તે સંબંધી સદરહુ સ્ટેશન માસ્તરે અમુક જવાબદાર અમલદારોને ખાનગી રાહે મહંતના ચારીત્રય સંબંધી ચોંકાવનારી હકીકત કહેલી તે વાત ખરી છે?

(૮) તા. ૨૭-૧૧-૨૮ની જાહેર મીટીંગમાં શ્રીયુત અમૃતલાલ ઠક્કર પ્રમુખ હતા ત્યારે મહંતે જે તોફાન કર્યું હતું, અને તેમાં તેમના આશ્રમ માતુશ્રી જમનાબાઇએ સક્રિય ભાગ ભજવેલો તેનો જે રીપોર્ટ એક પત્રના વધારામાં આવેલો છે, અને તેજ મીટીંગનો બીજો અહેવાલ "સયાજી વિજય" પેપરમાં આવેલો છે તે સંબંધી મહંત જાહેર ખુલાશો કરશે કે?

(૯) મહંતના આશ્રમના પૈસા વડે એક પેપરમાં વડનગરની જનતા વિરૂદ્ધનું પ્રચાર કાર્ય પૂર જોસથી થાય છે. તેવું જે કહેવાય છે તે સંબંધી મહંત તથા તંત્રી ખુલાસો કરશે કે?

વડનગર તા. ૨૫-૧૨-૨૮ ટેલીસ્કોપ

---

## ચોથો લેખ

ચોથો લેખ તા. ૨૧-૨-૨૯ના પોલ-પત્રીકાના મુખપૃષ્ટ ઉપર છે તે સૌરાષ્ટ મહંત બદનક્ષી કેસ સાથેના કામમાં આ પુસ્તીકામાં મહંતના ફોટા સહિત પ્રસિદ્ધ પામ્યો છે, એટલે અહીં ફરીથી આપ્યો નથી.

## પોલ પત્રિકાના તંત્રી શ્રી. નાગરદાસ ગઢીઆનો કોર્ટને આપેલો પહેલો જવાબ

અમદાવાદના મે. સી ટી. ફ. ક. માજીસ્ટ્રેટ સાહેબની કોરટમાં

ફરીઆદી મહંત ગોરધનદાસ
વીરૂધ
તહોમતદાર નાગરદાસ ગઢીઆ

અમો તહોમતદાર અમોને મળેલી નોટીસ બાબત ધ્યાનમાં લેવાની નામદાર કોરટને અરજ કરૂંછું કે

મહંત ગોવર્ધનદાસ અનાથાશ્રમ જાહેરને પૈસે ચલાવે છે, તેમ છતાં તેની માલીકી અંગત કહીને ફાવે તેવી રીતે વરતે છે તથા ખરચો પણ પોતાને ફાવે તેવી રીતે કરે છે તે સામે વડનગરના સમજુ અને જવાબદાર પ્રજાજનો તરફથી મને ઘણી ફરીઆદ મળેલી તે બદલની તપાસ કર્યા બાદ જાહેર પ્રજાના હીતની ખાતર મેં મુંબઇની જનતાને તે મહંતજીને અનાથાશ્રમને નામે પૈસા આપતા પહેલા ચેતાવાની મારી ફરજ સમજી તા. ૨૦-૧૨-૨૮ના રોજ

પ્રસિદ્ધ કરેલું અને તે પ્રગટ કરી મેં મારી ફરજ બજાવી છે. ત્યારબાદ તા. ૧૦–૧–૨૯ ના અંકમાં પોલ પડઘમમાં આવા ઘણા લોકો આશ્રમના નામે ઠગતા હોવાનું જણાવી આ મહંતે એક નાટક કંપની કરી રૂ. ૧૦૦૦૦ દસ હજાર આ મહંત પાસે કયાંથી આવ્યા તેનો વિચાર કરવાનું દાન આપનારાઓને સુચવવામાં આવેલું. એજ તારીખના બીજા ચર્ચાપત્રમાં મહંતને અગાઉ પુછાએલા પ્રશ્નો જેના તેણે ખુલાસા કરેલા નહીં હોવાથી તે ફરીથી પ્રશ્નો પુછવામાં આવ્યા છે, તેનો ખુલાસો આજ સુધી અપાયેલો મેં જાણ્યો નથી. નાના કુમલા છોકરાઓ ઉપર ઘાતકીપણું ગુજારવાની ભીખ માગવાની ત્રાસદાયક અને દયાજનક રીત તો મેં નજરે જોએલી છે. આજ ચર્ચાપત્રમાં શ્રી. વલ્લભભાઇ પટેલ તરફથી કરવામાં આવેલી માગણી તરફ હું આપ સાહેબનું ધ્યાન ખેંચુ છું. વળી તેમાં એક પ્રતીષ્ટીત આગેવાન **શ્રી. અમૃતલાલ ઠક્કરના** પ્રમુખપદે વડનગદની મીટીંગમાં મહંતે કરેલા તોફાન તરફ આપ નામદારનું ધ્યાન ખેંચાયા વગર નહીં રહે. ટુંકામાં અંકના આખા ચર્ચાપત્રમાં માત્ર પ્રશ્નો જ પુછવામાં આવ્યા છે બાદ તા. ૨૧–૨–૨૯ ના અંકમાં મજકુર મહંતના ફોટા નીચે મેં તેણે વડનગરના એક **ભીમસેન** નામના પત્રમાં આપેલી નોટીસનો જવાબ આપતા મેં મહંતને નીરદોશ જોવાની ઇચ્છા દર્શાવી હતી, જે હું રજુ કરૂંછું. આ પછી સને ૧૯૨૯ના એપ્રીલ માસમાં મહંત જાતે મારી મુંબઇની ઓફીસે આવેલો અને તે વખતે **તેણે મને લલચાવાની કોશીશ કરેલી તેને મેં તીરસકાર્યો** બાદ તે **મારી પાસે કાકલુદી** કરી રડવા લાગ્યો અને છેવટે નાના બાળકોની ખાતર કંઇક ખુલાસો લખવાની આગ્રહ ભરી વીનંતી તેણે મને કરી, તે ઉપરથી મે તા. ૨૫ એપ્રીલ ૧૯૨૯ ના અંકમાં તેના માટે કરેલા સામાન્ય ખુલાસાવાળો અંક આ સાથે રજુ કરૂં છું. આ ઉપરથી આપ નામદાર જાણી શકશો કે આ મહંતની મેં કાંઇ બદનક્ષી કરી જ નથી. માત્ર જાહેર પ્રજાના નાણાંનો સદ ઉપયોગ થાય એવી શુદ્ધ નીષ્ટાથી જ મેં એ વીષેની ચર્ચા પત્રને સ્થાન આપેલ છે. બાદ મહંતનો ખુલાસો છાપી મેં ન્યાય આપેલો છતાં મહંતે મને ઇરાદા પૂર્વક હેરાન કરવાની ખાતર જ મારી સામે આ ફરીઆદ નોંધાવી છે, માટે આપ સાહેબ ઉપરની બીનાઓ ધ્યાનમાં લઇ ફરીઆદીની ફરીઆદ કાઢી નાખી મને મુક્ત કરવા મહેરબાની કરશો એવી અરજ કરૂંછું. તા. ૨૩–૧–૧૯૩૦

(સહી) લી. નાગરદાસ વલભજી ગઢીઆ

સહી દ. પોતે. (ઇંગ્રેજીમાં સહી) સી. એન. જોશી

ખરી નકલ સીટી. ફ. ક. મેજીસ્ટ્રેટ. અમદાવાદ.

---

**પોલ પત્રિકાના તંત્રીશ્રી નાગરદાસ ગઢીઆના ઉપરના તા. ૨૩–૧–૧૯૩૦ના જવાબમાં વર્ણન કરેલો પોલ પત્રિકાના તા. ૨૫–૪–૨૯ના અંકમાં પ્રસિદ્ધ પામેલો લેખ.**

પોલ પત્રિકા તા. ૨૫–૪ ૨૯ના પાને ૫

# મહંતશ્રી ગોવર્ધનદાસજી

## ન્યાય માગે છે!

વડનગરના મહંતશ્રી ગોવર્ધનદાસજી તથા તેઓના અનાથાશ્રમ વિષેની કેટલીક કડક ટીકાઓ અમારા પત્રમાં કેટલોક વખત થયા આવ્યા કરે છે.

આ વિષયમાં મહંતે અમોને અગાઉ નોટીસ આપેલી, તેના ખુલ્લા જવાબમાં અમોએ તેઓને નિર્દોષ જોવાની ઇચ્છા દર્શાવેલી.

આવેલી બધી ટીકાઓ, વડનગરના કેટલાક મહંતજીના વિરોધી ચળવળીઆઓના દ્વેષનું જ પરિણામ હોવાનું માની મહંતજી વડનગરથી ખાસ એ વિષય માટે જ અત્રે આવેલા. તેઓએ ઘણી બાબતોના ખુલાશાઓ આપ્યા.

હાલ મહંતજી ૫૦ છોકરાઓને પોતાના અનાથાશ્રમમાં નભાવે છે, અને આશ્રમની વ્યવસ્થા ઘણી જ સારા પ્રકારની છે એમ આશ્રમની વીઝીટ બુકો તપાસતાં જણાય છે, આ વીઝીટ બુકોમાં સ્વામીશ્રી શંકરાનંદજી, ડૉ. સુમંત મહેતા, પંડિત શ્રી આનંદપ્રીયજી, કુમાર શ્રી ધૈર્યશીલરાવ વિગેરે, સિવાય વડોદરા પ્રજામંડળના સંચાલકો, વડોદરા રાજ્યના જવાબદાર અધિકારીઓ તથા વિદ્યાધિકારીઓ તેમજ વડનગરના આગેવાન શહેરીઓએ મજકુર મહંતજી તથા તેઓના આશ્રમની વ્યવસ્થા માટે આપેલા સારા અભિપ્રાયો અમોએ વાંચ્યા છે.

આ બધું રજુ કરતાં મહંતજી અમારી પાસેથી ન્યાયની અપેક્ષા રાખે છે. કોઈ પણ વ્યક્તિ કે સંસ્થાને અમારે હાથે અન્યાય ન થાય એ વિચારતાં અમોએ બંધુએ સાંભળ્યું. નિરાધાર હિંદુ બાળકોને મુસલમાન કે ક્રીશ્ચયન થતાં અટકાવી, તેઓને ઉછેરવામાં આવે છે, એમાં તો શક નથી. અને તે માટે મળેલા સર્ટીફીકેટો પર જ વિશ્વાસ રાખવો રહ્યો.

આ બધા ઉપરથી એમ માની શકાય, કે વડનગરના—મહંતશ્રીના વિરોધીઓની એક ટોળી ઇરાદાપુર્વક મહતશ્રીને હલકા પાડવાનો ધંધો લઇ બેસેલ હોય. તેમાંના કેટલાકોએ જાહેર જનતાને ઉંધે રસ્તે દોડવવાનો પ્રયાસ કરી "પોલ પત્રિકા"ને હથિયાર બનાવ્યાનું માની શકાય. પ્રસિદ્ધ થયેલી લગભગ હકીકત ઇર્ષાથીથી લખવામાં આવેલી હોય, અને મહંતશ્રી સાથેના અગંત અણબનાવ કે અસંતોષને લીધે કેટલાકોએ આ ઝેરી પ્રચારકાર્ય કરેલ હોય એમ પણ બને.

ઘણા સારા સારા જાહેર માણસોના આશ્રમ માટેના અભિપ્રાયો અમોએ વાંચ્યા છે. અને તે ઠીક સંતોષકારક જણાયા છે.

મહંતજીના વિરોધીઓએ કેટલીક બાબતોમાં કેવળ કલ્પનાના ગોળા જ ગબડાવેલા જણાય છે. મહંતજીએ લગભગ ૨૫૦૦૦ રૂપીઆના મકાનો એ નિરાધાર બાળકો માટે બનાવ્યા છે, અને દર સાલ ૭–૮ હજાર રૂપીયાનું ખરચ મેળવીને મહંતજી આશ્રમ નભાવી રહ્યા છે, આ પ્રસંશનીય છે.

આવા એક અનાથ આશ્રમને તોડી નાખવાના પ્રયાસો જરા ય ઇચ્છવા યોગ્ય નથી; અને તે કદાચ વિરોધીઓના દ્વેષનું પરિણામ હશે!

છેવટે અમો ઇચ્છીએ છીએ કે જો ખરાબ પ્રયાસો થયા હોત તો તે ન થવા જોઇએ. મળેલા અભિપ્રાયો મુજબ આશ્રમની વ્યવસ્થા હોય, તો તેની ઉન્નતિ થવી જોઇએ એમ સૌ કોઇ ઇચ્છે. આ વિષયમાં મહંતજીએ અમોને ઉંધે રસ્તે દોડવ્યા છે એમ જો કોઇ જવાબદાર વ્યક્તિ સાબીત કરી આપશે તો તેને યોગ્ય રીતે જરૂર સ્થાન આપવામાં આવશે.

# પોલ પત્રિકાના તંત્રી શ્રી. નાગરદાસ ગઢીઆનો બીજો જવાબ

અમદાવાદમાં મે. સીટી ફ. ક. મેજીસ્ટ્રેટ સાહેબની કોર્ટમાં

ફો. મુ. નં. ૬૫/૨૯

ફરીઆદી.........મહંત ગોરધનદાસ

વીરૂદ્ધ

તોહમતદાર.........નાગરદાસ ગઢીઆ

આ કામમાં અમો તોહમતદારનું સ્ટેટમેન્ટ નીચે મુજબ છે.

૧ મજકુર ફરીઆદીનો ખુલાસો મેં છાપેલો તેથી તેને સંપુર્ણ સંતોષ થએલો તે વખતે મહંતે મને અગાઉ પુછાએલા પ્રશ્નના ખુલાસાઓ બહાર પાડવા વચન આપેલું પરંતુ તે મુજબ મહંતે જાહેરમાં કાંઇ ખુલાસાઓ નહી કરવાની અને તા. ૨૩-૫-૨૯ના અંકમાં મહંતને કેટલાક પ્રશ્નો પુછવામાં આવ્યા છે તેના કાંઇપણ ખુલાસા ઉપરાંત મહંતે હજુ સુધી તેના આશ્રમનો ત્રણ વરસનો હીસાબ પણ બહાર પાડયો નથી અને મને આપેલા વચન મુજબ નાના બાળકોને તડકામાં નહી તફડાવવાનું પણ જાહેર કર્યું નથી.

૨ બાદ તા. ૩૦-૫-૨૯ના અંકમાં પણ કાંઇ પણ જાહેર ખુલાસો કર્યા વગર ફરીઆદી પોતે ફંડ ઉઘરાવવા નીકળ્યો તે ઉલેખ છે, શીવાય વડનગરમાં હોળીના તહેવારોમાં ભાવસાર વીગેરે સાથે મળી કરેલી મારામારીના પ્રસિદ્ધ થએલા રીપોર્ટનો પણ હજુ સુધી કોઇ ખુલાસો કરવામાં આવ્યો નથી.

૩ છેવટે મજકુર ફરીઆદીની આ ગંભીર ચુપકીદીથી મહારે તા ૩૧-૧૦-૨૯ના અંકમાં તેની ચુપકીદી ઉપર સામાન્ય ટીકા કરવી પડી અને મેં મુંબઇમાં જ તેને કોઇ પણ પૈસો આપે નહી એવી ઇચ્છા પ્રદર્શીત કરેલી.

૪ ઉપરની વીગતો ધ્યાનમાં લેતાં મજકુર ફરીઆદીએ કોઇ પણ ખુલાસો બહાર નહી પાડવાથી મારે પાછળથી પ્રશ્નો પુછી ટીકા કરવી પડેલી. મેં એક પત્રકાર તરીકે મારી જાહેર ફરજ હતી એથી હું ઇચ્છુ છું કે આપ નામદાર જાહેરના હીતની ખાતર ફરીઆદી મહંતને ખુલાસો કરવાની સલાહ આપી મને છોડી મુકવા હુકમ ફરમાવશો અને ફરીઆદી જો એ ખુલાસાઓ પ્રમાણીકપણે લખી આપશે તો તેને હું મારા પત્રમાં જરૂર યોગ્ય સ્થાન આપીશ.

ઉપરની હકીકત ધ્યાનમાં લઇ મને છોડી મુકવા હુકમ ફરમાવશો. તા. ૭-૨-૧૯૨૯

સહી નાગરદાસ ગઢીઆ દા. પોતે

---

પોલ પત્રિકાના તંત્રીશ્રી નાગરદાસ ગઢીઆના ઉપરના તા. ૭-૨-૧૯૩૦ના રોજ કોર્ટને આપેલા જવાબમાં વર્ણન કરેલા પોલ પત્રિકાના તા. ૨૩-૫-૨૯ તથા તા. ૩૦-૫-૨૯ અને તા. ૩૧-૧૦-૨૯ એ ત્રણે તારીખના અંકમાં પ્રસિદ્ધ થયેલા લેખ.

પોલ પત્રિકા તા. ૨૩-૫-૨૯ના પાને ૨

# મહંત ગોવર્ધનદાસને કેટલાક પ્રશ્નો!

પોતાના પાપો છુપાવી, ન્યાય માંગવાનો ઢોંગ કરનાર મહંત ગોવર્ધનદાસજી નીચેના ટુંકા પ્રશ્નોના ઉત્તર આપશે, એવી આશા છે.

૧ તમોએ તમારી હાલની દરજણ સ્ત્રીથી કયી વિધીએ લગ્ન કર્યું છે ?

૨ મજકુર આશ્રમના માતા(!)જીના રૂ. ૭૦૦૦ના દાગીના કયી મીલ્કતમાંથી કર્યા છે?

૩ આશ્રમના નામે કમાઇ ખાવાનો ધંધો શરૂ કર્યા પહેલાં તમારી પાસે બાપદાદાની શું મુડી હતી ?

૪ આશ્રમના દરવાજા પર તમારી એ દરજણ પત્નીના આગલા ધણીના છોકરા શંકરલાલ ગોરધનદાસ(?)ના નામની તકતી લગાવી છે, તો તે કયા પૈસામાંથી બંધાવેલ છે ?

૫ શ્રીયુત વલ્લભભાઇ તથા મણીલાલ કોઠારી જેવાઓએ તમને આશ્રમના વહીવટ માટે કમીટી નીમવાનું કહેલ, તે ન માનવામાં તમારો શું હેતુ સમાયલો છે ?

૬ પેલી વિધવા સોનારણ કયી બિમારીથી એકાએક ગુજરી ગઇ ? તેની મીલ્કતનું શું થયું ? જુરી કેમ ન ભરાઇ ?

૭ છેલ્લા ત્રણ વરસ થયા આશ્રમના હિસાબનો રિપોર્ટ શા માટે બહાર પાડતા નથી ? કાંઇ ગોટાળો તો નથી ના ?

મહંતજી ! વડનગરના ચોકમાં બેસીને દાદાગીરીનો દમ મારવા પહેલાં, ઉપરના માત્ર થોડાક જ પ્રશ્નોના જવાબો આપશો એવી આશા છે. તમારી લીલાઓને છુપાવી, જનતાને ઉંધે રસ્તે દોરવી, કરગરીને માગેલ ન્યાયમાં કાંઇ નહિ વળે ! આ પ્રશ્નોના દલીલસર સોધા જવાબો આપો ! નિર્દોષ–કુમળા નિરાધાર બાળકોને તડકામાં તરફડાવી પોતાના એશઆરામ પોષતા આ મહંતજીની વધુ લીલા પણ રજુ થશે.

આશ્રમનો અનુભવી

---

પોલ પત્રિકા તા. ૩૦–૫–૨૯ પાન ૩

# મહંત ગોવર્ધનદાસના સમાચાર !

(અમારા વડનગરના ખબરપત્રી તરફથી)

મહંત મુંબઇ મ્હાલી આવ્યા ! તા. ૨૫-૪-૨૯ના અંકો અત્રે છુટથી વેંચ્યા ! અને ન્યાયની ભીખ માંગી લાવ્યા તેની જાહેરાત અત્રે છુટથી કરી. વધારામાં અનેક ડંફાસો હાંકે છે !

મહંતજીને ભીખનો રોગ શરૂ થઇ ચૂકયો છે, બેટી બૈરી અને આશ્રમના બાળકો સાથે ભીખ મંગવા માટે બહાર ગામ ઉપડી ગયા છે. અમદાવાદથી ડભોઇ વીગેરે થઇ દસેરા લગભગ મુંબઇ આવી ભીખની ઝોળી ધરવાના છે ! મુંબઇ પધારે ત્યારે એમનું યોગ્ય (?) સ્વાગત "પોલ પત્રિકા" મારફતે કરવામાં જરૂર આવશે !

આ મહંતે હોળીના તહેવારોમાં ભાવસારની ઘેરના આગેવાન બની, મારામારી કરેલી. બાબુરાવ નામનો ૧૦–૧૨ વર્ષનો છોકરો માથામાં ફટકો લાગવાથી સખ્ત ઘાયલ થયેલો. પોલીસ અમલદાર તથા મહેસાણાથી મીલીટરી આવી પહોંચવાથી ગંભીર મામલો શાન્ત થયો હતો. આ તોફાનમાં મહંતની સાથે ભાવસાર હરગોવન તારાચંદ તેમજ વનમાળી હાથી પણ સામેલ હતા ! મહંતના નવા સાથીઓની પટેલાઇનો પોકાર પણ હવે પછી રજુ કરવાની ઇચ્છા છે.

પોલ પત્રિકા તા. ૩૧-૧૦-૨૯ પાન ૨

## વડનગરના મહંતથી સાવધાન

બીજા વડનગરના હૃષ્ટપુષ્ટ મહંત ગોવર્ધનદાસજીથી તો "પોલ પત્રિકા"ના વાંચકો પરિચીત છે. આ મહંતની અનેક લીલાઓ પ્રસિદ્ધ થઇ ચૂકયા બાદ, ન્યાય મેળવવાને બહાને મહંતજી સટોરીઆઓના ચોપડાથી દંભ ખેલી ગયા ? કુમળા બાળકોને ધગધગતે તડકે રખડાવી વેપારીઓને કામ વખતે સખત કંટાળો આપી-પૈસા ઉઘરાવવા આ દાઢી મુંબઇ આવેલ છે. આવા કહેવાતા પરમાર્થોનાં પૂન્ય માનતા વેવલા વેપારીઓ આવાઓને સીંગલ પાઇ પણ ન આપે, એ ઇચ્છવા યોગ્ય છે.

## નામ. કોર્ટે પ્રોસેસ કાઢવા માટે કરેલો ઓર્ડર

લખાણ જાતે જ બદનક્ષી ભરેલું છે. ફરીઆદીને આરોપીના ખુલાસાથી સંતોષ થતો નથી. કરેલા આક્ષેપો ખરા છે તે સાબીત કરવાનું આરોપીના શીર છે. પ્રોસેસ કાઢવી.

હવે પછીની મુદત તા. ૭-૫-૩૦

(સહી) સી. એન. જોશી
ફર્સ્ટ કલાસ સીટી માજીસ્ટ્રેટ
અમદાવાદ

## નામ. કોર્ટે મહંતની ફરીઆદ કાઢી નાખતાં કરેલો ઓર્ડર

તા. ૭-૫-૩૦ ના રોજ 'પોલ પત્રીકા'ના તંત્રી મી. નાગરદાસ ગઢીઆ સામેના મહંત ગોરધનદાસજી ગણપતદાસજીના કેસ સંબંધે અમદાવાદ ફ. સીટી મેજીસ્ટ્રેટ સી. એન. જોશી તરફથી થયેલા ઠરાવની નકલ.

ઓર્ડર (હુકમ)

ફરીઆદી પુરતા કારણો સિવાય ગેરહાજર રહેલ છે અને કેસ સમાધાન થઇ શકે તેવો અને પોલીસ અધીકાર શીવાયનો છે. તેથી ક્રીમનલ પ્રોસીજર કોડની કલમ ૨૫૯ મુજબ આરોપીને છોડી દેવામાં આવે છે.

તા. ૭-૫-૩૦ (સહી) સી. એન. જોશી
(કોર્ટસીલ) ફર્સ્ટ કલાસ સીટી મેજીસ્ટ્રેટ. અમદાવાદ

# વડનગરના નામચીન મહંતની લીલાઓ

## ગૃહસ્થાશ્રમી જીવન

આ પુસ્તિકાના સુત્રધારનું હાલનું નામ મહંત ગોરધનદાસજી ગણપતદાસજી છે. તેમનો જન્મ સંવત ૧૯૩૪ના અરસામાં ખત્રીની જ્ઞાતિમાં થએલો છે. તેઓ મૂળ વતની કડી પ્રાંતના વડનગર ગામના છે. ખત્રી લોકો ગુજરાતમાં ઘણા ભાગે છીપા અને રંગરેજનો ધંધો કરે છે. મહંતના પિતાશ્રીનું નામ નાથુ હતું અને બાલ્યકાળમાં ગોરધનદાસજીનું નામ ગીરધરલાલ હતું. આ ગીરધરલાલ ઉર્ફે ગોરધનદાસે પોતાની બાલ્યાવસ્થા ઘણા દુઃખમાં કાઢેલી છે. કારણ કે તેમના પિતાની આર્થિક સ્થિતિ ઘણી ખરાબ હતી. મહંત પોતાની જુબાનીમાં કહે છે કે તેમના પીતાશ્રી કુતરાં માટે રોટલા ઉઘરાવવાનો નહિ પણ રંગરેજનો ધંધો કરતા હતા. મહંતના બાપ નાથુભાઇ મહંતને ૧૩-૧૪ વર્ષના મુકીને ગુજરી ગએલા. મહંતને એક બ્હેન નામે જડાવ કરીને છે. તેમને જંબુસર ગામે એક વૃદ્ધ ખત્રી સાથે પરણાવ્યાં હતાં. આ બાઇ અત્યારે વિધવા છે. જંબુસરમાં કપાસીઆ પરામાં મ્યુ. નં. ૫૧૪ સીટી નંબર ૪૫૯૯ના મકાનમાં રહે છે.

મહંતશ્રી કંઇક ઉંમર લાયક થયા એટલે કેળવણી ખાતામાં શિક્ષક તરીકે માસક રૂા. ૭-૦-૦ના પગારે જોડાયા પણ તે જગ્યા હંગામી હતી એટલે કમી થયા. ત્યાર પછી તેઓ પોલીસ ખાતામાં પોલીસ સીપાઇ તરીકે માસિક રૂા. ૭-૦ થી દાખલ થયા. સંવત ૧૯૫૬માં તેઓ આ રીતે વડોદરા રાજ્યના પોલીસ ખાતે નોકર હતા તે વખતે તેઓ સાધુ નહોતા તેમજ મહંત પણ નહોતા. સૌ કોઇ તેમને ખત્રી ગીરધર નથુ તરીકે ઓળખતું હતું. તેઓએ સાધુ થતાં પહેલાં મેના નામની કન્યા સાથે લગ્ન કર્યું હતું. આ મેના કદમાં નીચી અને કંઇક શામળી હતી. પોલીસ ખાતાની નોકરી છોડ્યા પછી મહંત તેમનાં બ્હેન જડાવને ત્યાં ગયાં અને જંબુસરના કબીરપંથી મહંત ગણપતદાસજીની સોબતમાં આવ્યા.

## ત્યાગી જીવન

જંબુસરમાં મહંત ગણપતદાસજીનું મંદીર ગણેશ ચોકમાં તળાવની પાળ નજીક આવેલું છે. તેનો મ્યુ. નં. ૨૮૨૦ સીટી નં. ૧૮૭૭ છે.

મહંતશ્રીની સાથે નાતરાના લગ્ન સંબંધથી જોડાએલાં જમનાબાઇ અને મહંતશ્રીના આંગળીઆટ ચીરંજીવી શંકરલાલ આશ્રમના વાર્ષિક રિપોર્ટમાં મહંતના સંસાર ત્યાગ સંબંધી નોંધ લેતાં લખે છે કે, " ત્યારપછી મહંતશ્રીનું લગ્ન થયું. અને ગૃહસ્થાશ્રમી બન્યા. પરંતુ પોતાના સદ્વિચારને લીધે, થોડા જ વખતમાં સાધુ થયા અને જંબુસર તાબે ભરૂચમાં જઇ કબીર સાહેબની ગાદીના ગુરૂમહારાજ ગણપતદાસજી પાસેથી દીક્ષા લીધી."

મહંતશ્રીના ગુરૂ ગણપતદાસજી તેમના પૂર્વાશ્રમમાં ગૃહસ્થાશ્રમી હતા. પરંતુ તેઓ સાધુ થયા એટલે પત્નિ તથા દિકરા દિકરીનો ત્યાગ કરીને જંબુસરમાં રહેતા. આ પંથમાં સાધુ તથા મહંત હોય તે લંગોટબંધ રહે એવો રિવાજ છે. કબીર સાહેબ પોતે પણ કહી ગયા છે કે સાધુએ ધન અને સ્ત્રીનો ત્યાગ કરવો. સાધુને સ્ત્રી ન હોય, સાધુને ધન ન હોય અને

સાધુને મિલ્કત પણ ન હોય. આ કબીર સાહેબનાં જ વચન છે અને તે વચનો એ ગાદીના મહંત-તથા સાધુઓએ આચરણમાં મૂકવાં પડે છે. આ કારણે ગણપતદાસજીને પૂર્વાશ્રમના દિકરા દિકરી અને સ્રિ હતાં છતાં તેઓ જંબુસરના મંદિરમાં તેમને રાખી શકતા નહિ. ધાર્મિક સિદ્ધાન્તોને આધારે ગણપતદાસજીની પાછળ ગાદીનો વારસો તેમના દિકરા દિકરીને ન મળે પણ તેમના ચેલાને મળી શકે એમ હતું.

ખત્રી ગીરધરલાલ ઉર્ફે મહંત ગોરધનદાસ સંવત ૧૯૬૦ના અરસામાં સાધુ થયા તે વખતે તેમનું વય આશરે ૨૬ વર્ષનું હતું. મહંતના ગુરૂને બે ચેલા હતા. તેમનાં નામ ગંગાદાસ અને બહેચરદાસ છે. બહેચરદાસ સૌથી છેલ્લા ચેલા હતા. પરંતુ ગણપતદાસજીના અવસાન પછી ગણપતદાસજીની ગાદી બહેચરદાસજીને મળી હતી. ગોરધનદાસજીએ ગાદી મેળવવા કોર્ટનો આશ્રય લીધો હતો. પણ તેમાં તેઓ ફાવ્યા નહોતા. આ રીતે ગાદીપતિ થવાનો પ્રયત્ન મહંત ગોરધનદાસે કરી જોયો પણ તે નકામો નિવડયો હતો.

મહંતનું કહેવું એવું છે કે હું મારા ગુરૂના જીવતાં જ તેમનાથી જુદો થયો હતો. સંવત ૧૯૬૪માં ગુરૂ ગણપતદાસજી ગુજરી ગયા અને હું સંવત ૧૯૬૫ સુધી જંબુસર રહ્યો. મહંતના આ શબ્દો એવું અનુમાન કરાવે છે કે ગાદી મેળવવાના દાવામાં મહંત હારી ગયા એટલે તેમણે જંબુસર છોડયું. મહંતના ગુજરી ગયા પછી તેનો મુખ્ય શિષ્ય ગાદીએ આવે એવો સર્વ સાધારણ રિવાજ છે. પરંતુ મહંત કહે છે કે ગુરૂના મરણ પછી ગુરૂની મરજીમાં આવે તે શિષ્ય ગાદી પર આવે. મહંતની વાત માન્ય કરીએ તો પણ એટલું તો સ્વીકારવું પડે કે તેમના ગુરૂની બહેચરદાસ પર પ્રીતિ હોવી જોઇએ અને ગમે તે કારણે ગોરધનદાસજી પર અપ્રીતિ હોવી જોઇએ.

**કબીર સાહેબની આજ્ઞાઓ** (જામનગરવાળા શ્રી. પોપટલાલ હંસરાજ શેઠ કૃત કબીર કાવ્ય પ્રથમ દર્શન નામના પુસ્તકમાં નીચે પ્રમાણે છે.)

## કબીર મન્શુરમાંથી દર્શાવેલા કબીરપંથના ધાર્મિક નિયમો

### નિયમ ૧૧ મો.

અસત્ય બોલવું નહિ અથવા તો અસત્ય વચન આપવું નહિ. અસત્ય બોલનાર કે અસત્ય ચાલનારનો સંગ કરવો નહિ કે તેની સાથે કોઇ પણ જાતનો વ્યવહાર રાખવો નહિ.

### નિયમ ૧૪ મો.

આ સ્થુળ દેહ ઉપર બાર તિલક ધારણ કરવાં. કપાળમાં સીધી લીટી સમાન તિલક કરવું તેવી જ રીતે માથા ઉપર, બંને આંખો ઉપર, નાભી હૃદય, ભુજા અને બંને છાતી ઉપર થઇ મહોડા તરફ ફરતા ફરતા પીઠ ઉપર અને કાન ઉપર તિલક કરવા.

### નિયમ ૧૫ મો.

વસ્ત્ર શ્વેત અને ઉજ્વલ ધારણ કરવાં.

### નિયમ ૧૬ મો.

ગળામાં તુળસીની માળા અને તુળસીની કંઠી ધારણ કરવી.

# મહાત્મા કબીર સાહેબની ઉપદેશ પ્રસાદી

નંબર ૧૦

પોતાની સ્ત્રી સીવાય અન્ય સ્ત્રી ભોગવનાર મહા પાપીની ગણુનામાં ગણાશે. સાધુઓએ વિવાહિત અગર તો અવિવાહિત સ્ત્રીથી હંમેશાં દૂર રહેવું.

## સત્ય કબીર કાવ્ય પ્રથમ દર્શન

સ્મરણુ અંગ સાખી ૨૯

ચિંતા તો હરિ નામકી, ઔર ન ચિતવૈ દાસ
જો કછુ ચિતવે નામ બિનુ, સોઇ કાલકી ફાંસ.

જીવન મૃતક અંગ સાખી ૮

મનકો મૃતક દેખિકે, મતિ માનૈં બિસવાસ,
સાધુ અજહું ભય કરૈ, જબલગ પિંજર પાસ.

જીવન મૃતક અંગ સાખી ૨૫

આપા તજૈ હરી ભજૈ, નખ શિખ તજૈ વિકાર.
સબ જીવ જાસે નિર્બૈર રહે, સાધમતા હૈ સાર.

ભ્રમણુ અંગ સાખી ૮

અહિરન મારૈ કાંખમેં, કરૈ સુઇકા દાન,
ઉંચે ચઢિ કે દેખઇ, કેતિક દુરિ વિમાન.

ભેખ અંગ સાખી ૪

માલા ફેરે કછુ નહિં, ડારિ મુઆ નલ ભાર,
ઉપર ઢોલા હીં ગલા, ભીતર ભરા અંગ ર.

ભેખ અંગ સાખી ૧૦

બાના પહરે સિંહકા, ચલૈ ભેડકી લાર,
બોલી બોલે શ્યાલકી, કુતા ખાખે ફાર.

અસાધુ અંગ સાખી ૧

જેતા મીઠા બોલવા, તેતા સાધુ ન જાણુ,
પહલે થાહ દિખાયકે, આવડૈ દેસી આનિ.

સાધુ અંગ સાખી ૧

નિર્બૈરી; નિષ્કામના, સાંઇ સેતી નેહ,
વિષયાશું ન્યારા રહૈ, સાધુનકા મત એહ.

(અર્થ) સાધુને કોઇ વૈરી ન હોય, સાધુની દૃષ્ટિ સર્વ સાથે સમાન હોય, સાધુનું કર્મ નિષ્કામ હોય, પરમાત્મા સાથે સાધુનો સાચો પ્યાર હોય, સાધુ વિષયવાસનાથી અલગ રહે એજ સાધુ પુરૂષનું આચરણુ ગણાય.

સાધુ અંગ સાખી ૩

સંત ન છાંડે સંતઇ, કોટિક મિલૈં અસંત,
મલયા ભુજંગહિ બેધિયા, શીતલતા ન તજંત.

સાધુ અંગ સાખી ૫

साधु ऐसा चाहिये, दुःखे दुःखावे नाहिं,
पान फूल छेरै नहीं, बसै बगीचामांहि.

સાધુ અંગ સાખી ૬

हांसी खेल हराम है, जोजन राते राम,
माया मंदीर इस्तरी, नहिं साधुका काम.

(અર્થ) સાધુને હાંસી–મશ્કરી અને રમત–ગમત હરામ હોય. સાધુનું મન તો રામમાં જ રચ્યુંપચ્યું હોય. સાધુને માયા (પૈસો વિગેરે), મંદિર–મકાન કે સ્ત્રી ન હોય કારણ કે એ સઘળું રાખવું એ સાધુતાના ધંધા નથી.

સાધુ અંગ સાખી ૧૫

जौन चाल संसारकी, तौन साधुकी नांहि,
दंभ चाल करनी करै साधु कहते मति नारी.

(અર્થ) જે ચાલ સંસારની છે તે સાધુની ન હોય. સાધુ દાંભીકતાથી ચાલે તો તેને કોઈએ સાધુ કહેવો નહિ.

સાધુ અંગ સાખી ૧૬

साधु चाल जो चालइ, साधु कहावै सोय,
बिन साधन तो शुधि नहि, साधु कहां ते होय.

(અર્થ) સાધુના માટે નિયમ કરેલી ચાલે ચાલે તે જ સાધુ કહેવાય. સાધુપણાની ચાલ છોડીને ચાલનારો સાધુ કહેવાવાને નાલાયક છે.

સાધુ અંગ સાખી ૧૯

गांठी दाम न बांधता, नाहिं नारिसों नेह,
कहै कबीर वा दासका चरण कमळका नेह.

મહંતે "બીજક ઔર ત્રીજ્યા" નામનું એક પુસ્તક સંવત ૧૯૬૧માં છપાવીને પ્રસિદ્ધ કર્યું છે તેની પ્રસ્તાવનામાં મહંતશ્રી ગોવરધનદાસે નીચે પ્રમાણે લખ્યું છે. "કબીર જ્ઞાન માર્ગમાં આયુષ અર્પણ કરવા જેણે નિશ્ચય કર્યો છે તેવા મ્હેં" મહંતે પ્રસ્તાવનામાં ટાંકેલા આ શબ્દો કહી આપે છે કે આ પુસ્તક સંવત ૧૯૬૧માં બહાર પાડયું તે વખતે મહંતનું હૃદય કબીરજ્ઞાન માર્ગમાં લીન થયેલું હતું. અથવા તેમના મનમાં કંઇક જુદું હતું અને સારા દેખાવા આવું નોંધ્યું હતું. સઘળી વાતોનો વિચાર કરતાં એવું જણાય છે કે, મહંતે જેવા દેખાવા પ્રયત્ન કર્યો છે તેવું વર્તન રાખ્યું નથી. મહંત કહે છે કે મારા ગુરૂની ગાદીના ચેલા તરીકે હું ઉપદેશ કરવા જતો તેમાંથી મને રૂા. ૫૦૦–૭૦૦ વર્ષે દહાડે આવક થતી એ આવકમાંથી હું રૂા. ૧૦૦–૨૦૦ ગુરૂને આપતો અને બાકીના મારી પાસે રાખતો હતો. મતલબ કે એમણે ધર્મ ગાદીની આવકમાંથી પણ લગભગ સેંકડે ૭૫ ટકા જેટલી રકમનો હાથ માર્યો હતો. મહંત કહે છે કે તેમની પ્રથમ પરણેતરની સ્ત્રી મેના જીવી ત્યાંસુધી મેં તેને તજી નહોતી અને પોતાનાથી આ જમનાબાઇને ૪–૫ છોકરાં થયાં છે એ ઉપરથી એ પણ સિદ્ધ થાય છે કે મહંતની વિષય લાલસા છુટી નહોતી અને નથી.

ગણુપતદાસજીને ત્રણુ શિષ્ય હતા. તેમાંના એક તો આ ગોરધનદાસજી કે જેઓ ખત્રી જાતીના હતા. બીજા શિષ્ય ગંગાદાસજી હતા. તે ઉચ્છદના બ્રાહ્મણુ હતા. સંવત ૧૯૬૫માં ગુરૂ ગણુપતદાસજી ગુજરી ગયા ત્યારે ત્રણે ચેલા હયાત હતા પણુ સૌથી છેલ્લા ચેલા બહેચરદાસને ગાદી પ્રાપ્ત થઇ. ગણુપતદાસના મંદિરની નજીકમાં ધુળા કીલા માથીવાળાં મકાન તપોદન બાઇ દિવાળીની માલકીનાં હતાં તે ગંગાદાસજીએ લગભગ રૂા. ૭૦૦માં વેચાણુ લીધાં અને ત્યાં એક નવીન મંદીર બાંધ્યું. ગંગાદાસજી ત્રણેક વર્ષ ઉપર ગુજરી ગયા છે. તેમણે નવીન મંદિર બનાવી નવી ગાદી સ્થાપિ તે પર ગંગાદાસનો ચેલો હંસદાસજી કે જે ગજેરાના પાટીદાર છે તે હાલ ગાદીપતિ છે. આ મંદીરના મકાનનો મ્યુ. નં. ૨૮૧૨ અને સીટી નંબર ૧૮૬૯ છે. બેચરદાસજી આશરે ૪ વર્ષ પર ગુજરી ગયા છે એટલે તેમની ગાદી તેમના જ શિષ્ય ચેતનદાસજીને મળી છે. ચેતનદાસજી રાસ ગામના પાટીદાર છે. ગોરધન-દાસજીને નથી જંબુસરમાં ગાદી કે નથી જંબુસરમાં મંદિર. એટલે કે તેઓ તો ફક્ત કહેવાના મહંત છે. ગણુપતદાસજી ત્યાગી હતા. ગંગાદાસજી તથા બહેચરદાસજી પણુ ત્યાગી હતા અને અત્યારે ચેતનદાસજી તથા હંસદાસજી છે તે પણુ ત્યાગી જ છે. વડોદરામાં પાણીના દરવાજે કબીરપંથી મહંત રહે છે તે પણુ ત્યાગી છે અને અમદાવાદમાં ભુત આંબલી આગળ મહંત રહે છે તે પણુ ત્યાગી છે. અને આ ગોરધનદાસજીએ તો જંબુસર છોડયા પછી જમનાબાઇ સાથે નાતરૂ કરી સુદામાની માફક એક નાનકડું કુટુંબ જમાવ્યું છે.

## પાખંડી જીવન

જંબુસરની ગાદીની આશા પડી ભાંગી એટલે મહંતે અનાથાશ્રમ બાંધવો છે એવી વાત જ્યાં ત્યાં ફેલાવવા માંડી એટલે લોકોએ તેમને તેવા કામ માટે દ્રવ્યની મદદ આપવાનું સ્વીકાર્યું. પછી મહંતે પોતાના વતનના વડનગર ગામે આશ્રમ બાંધવાની શરૂઆત કરી. તેમણે બહાર ગામથી પૈસા લાવવા માંડયા અને આશ્રમ બંધાવા માંડયો. મહંતનું બાપૂકુ એક ઘર હતું તે તો તેમણે પહેલાં વેચી ખાધું હતું, એટલે મહંતની આ ગામમાં કંઇ પણુ સ્થાવર મિલકત નહોતી તથા સર્વત્યાગ કરીને અને માત્ર ૭ રૂપીઆના પગારની નોકરી કરતા કરતા તેઓ સાધુ થયા હતા એટલે પાસે કંઇ મુડી નહોતી. આ સઘળું કામ એમણે સાર્વજનિક મદદ ઉપર શરૂ કર્યું હતું. આશ્રમનું મકાન સંવત ૧૯૫૫માં બાંધવું શરૂ કર્યું અને સંવત ૧૯૬૮માં પૂરૂ કર્યું છતાં નાણાંની તંગીના લીધે બારી બારણાનું કામ અધુરૂં રહી ગયું. અને રૂ. ૧૨૦૦)નું આશ્રમ પર દેવું થયું. મહંતપર લહેણુદારોનો તગાદો થયો અને તેમના કેટલાક વર્તન માટે પોલીસખાતું તેમની સંભાળ રાખવા માંડયું. પરિણામે મહંત અકળાયા અને તેમણે તે વખતના કડી પ્રાંત સુબા શ્રી. ગોવિંદભાઇને લેખી અરજી કરી કે "હું તો પરોપકારી કામ કરૂં છું. પરંતુ હવે ગુંચ-વણુમાં પડયો છું. માટે મકાન આપને સોંપું છું." મહંતે મકાન આ રીતે સરકારને સોંપ્યું. સરકારે વિ. પંચાયતને આપ્યું અને વિશિષ્ટ પંચાયતે પાટીદાર બોર્ડીંગને આપ્યું. ત્યાર પછી મહંત વડનગર છોડી બહારગામ રખડયા, દસ વરસ બાદ જમનાબાઇને સાથે લઇ વડનગરમાં આવી ભાડાના ઘરમાં રહેવા લાગ્યા અને પાટીદાર બોર્ડીંગ કોમી સંસ્થા હતી એટલે આ સાર્વજનિક મિલકત એકજ કોમ વાપરે છે એ વ્યાજબી થતું નથી એવું મહંતે આશરે દસ વરસ પછી કારણુ બતાવીને તારીખ ૧૦-૭-૨૨ના વડોદરા રાજ્યના અમાત્ય શ્રી. સી. એન.

કોર્ટના હુકમથી મહંતે અનાથાશ્રમવાળું મકાન પાછું મેળવ્યું. આ મકાન પાછું મેળવવામાં આશ્રમને માટે આવેલી રકમમાંની મહંતે રૂા. ૧૫૮૭–૪–૦ આપ્યા તથા પહેલી સાલમાં રિપેરીંગ ખર્ચ રૂા. ૮૬૪-૫–૩ કર્યો, રૂા. ૯૯૯-૭–૦ બીજી સાલમાં મેડો, રસોડું વિગેરે કરવામાં વાપર્યા, અને રૂા. ૩૯૬–૧૨–૬ મકાનના રંગરોગાનમાં ખર્ચ કર્યો અને ત્યાર પછી ત્રીજી સાલમાં રૂા ૩૫૪–૧–૯ આશ્રમના મકાનના રિપેરીંગમાં ખર્ચ કર્યો આમ છતાં મહંત સૌરાષ્ટ્ર સામેના કેસમાં પોતાની આંક નિ. નંબર ૧ની જુબાનીમાં જણાવે છે કે એ મકાન હાલ છે તે સ્થિતિમાં મારૂં સ્વતંત્ર માલકીનું વીલ કરી શકું એવું છે. કહેવાની મતલબ એવી છે કે સાર્વજનિકનાં સાર્વજનિક કામે વાપરવા મેળવેલાં નાણાંથી મકાન બંધાવ્યું, છોડાવ્યું તથા રિપેર કર્યું છતાં એ મકાનના વીલ કરી શકે એવા મહંતજી માલિક બની બેસે છે. એટલે દેખીતી રીતે મહંતે જાહેર જનતાને ફરેબ દઇ ઠગાઇ કરી છે. અને જનસમાજની સાથે વિશ્વાસઘાત કર્યો છે. એ વિશ્વાસઘાત તથા ઠગાઇ બદ ઇરાદાવાળાં–સાપ્રાધ હતાં એમ તેણે સયાજી વિજય પત્રમાં છપાવેલી જાહેર ખબર (જુઓ આંક ૨૭) તથા બીજા કાગળોથી સિદ્ધ થાય છે.

વીસનગર કોર્ટમાં તા. ૨૨–૨-૨૯ તથા તા. ૨૩–૮–૨૯ના રોજ ગુ. મુ. નં. ૩૮૨/૨૫ના કામમાં વીસનગર કોર્ટમાં મહંતની જુબાની થઇ તેમાં તેમનો આંગળીયાટ દીકરો આશ્રમમાં સેક્રેટરી હતો તે વાત મહંતે કહી નથી. વળી વીસનગર કોર્ટમાં મહંતના સાક્ષી માણેકલાલ ઠક્કરની જુબાની શ્રી. શેઠે પોતાના સ્ટેટમેન્ટ સાથે આંક ૧૦થી રજૂ કરી છે એમાં તો એવું નીકળે છે કે શંકરલાલ મરી ગયો તે પહેલાં બીમાર હતો. તે બીમાર હતો તે પહેલાં શું ધંધો કરતો હતો તેની સાક્ષીને ખબર નથી. આ સાક્ષીએ આશ્રમની ઘણો વખત નોકરી કરેલી છે એટલે શંકરલાલે આશ્રમના સેક્રેટરી તરીકે કામ કર્યું હોય તો તેનાથી એ વાત અજાણ્યુ હોય તેમ બને નહિ. મહંત અમદાવાદ કોર્ટમાં કહે છે કે શંકરલાલ આશ્રમના સેક્રેટરી તરીકે કામ કરતો અને તેથી હું તેને આશ્રમમાંથી પગાર આપતો.

જમનાબાઇ સાધુની દિકરી છે એમ મહંત પોતાની અમદાવાદની જુબાનીમાં કહે છે ત્યારે શ્રી. શેઠે સ્ટેટમેન્ટ સાથે રજૂ કરેલ ની. ૧૦ના કાગળથી ચોકખે ચોકખું નીકળે છે કે જમનાબાઇ દરજણ જ્ઞાતિની છે. આગળ અમે કેટલાક સાધુઓનાં નામ લખી ચૂકયા છીએ. તે બધાનાં નામની પાછળ "દાસ" શબ્દ વાપરેલો છે અને જમનાબાઇના બાપના નામની પાછળ "ચંદ" શબ્દ જણાયેલો છે. મહંત આ સંબંધમાં ખુલાસો કરે છે કે "દેવચંદ" નામ સાધુમાં પણ હોય છે.

મહંત તેમની અમદાવાદની જુબાનીમાં જણાવે છે કે, કબીરપંથમાં દાખલ થયા પછી તે પંથમાં અંદર અંદર લગ્ન કરી શકાય. આ મહંતના સાથે જમનાબાઇ નાતરે આવ્યાં ત્યારે એક આંગળીઆટ દીકરો અને બે દિકરીઓ લાવ્યાં હતાં. આ છોકરો કુંવારી સ્થિતિમાં મરી ગયો છે. જમનાબાઇને બીજાં ૪–૫ છોકરાં મહંતથી થયાં તેમાં કૃષ્ણલાલ નામે એક દિકરો હતો તે નાનો હતો અને મરી ગયો છે. મહંતે બે દિકરીઓનાં લગ્ન જંબુસરમાં રામાનંદી સાધુમાં કર્યાં છે. જંબુસરમાં કબીરપંથી સાધુ છે પણ તે લંગોટબંધ રહે છે. સંસાર છોડીને સાધુ થયેલા હોય છે તેથી પરણતા નથી.

જમનાબાઇની મોટી દીકરીનું નામ કાશી છે તેને જંબુસરમા રામાનંદી સાધુ ભગવાનદાસ સાથે પરણાવી છે. આ ભગવાનદાસ જંબુસરમાં કપાસીઆ પરામાં ભાડે રહે છે. બીજી દીકરીનું નામ બબલી છે. તેને જંબુસરમાં રામાનંદી સાધુ બાળકદાસ નારણદાસ સાથે પરણાવી છે. આ બાળકદાસ અત્યારે ઇંગ્રેજી ભણે છે. બાળકદાસનું મકાન જંબુસરમાં ગણેશ ચોકમાં મ્યુ. નં ૨૮૧૬ સીટી નંબર ૧૮૯૫નું છે. બાળકદાસના પિતા ગુજરી ગયેલા છે. તેની વિધવા મા બાઇ કાશી હયાત છે.

આ કેસમાં આંક ૩૬થી જે કાગળ રજૂ થયો છે તેમાં મહંતે જણાવ્યું છે કે આશ્રમના માબાપ વીનાનાં છોકરાંને રાખી અન્નદાન-વિદ્યાદાન આપવામાં આવે છે. એ કેટલું ખોટું છે તે આશ્રમના ત્રણ રિપોર્ટ કહી આપે છે. પહેલી સાલ આખરે ૩૮ છોકરાં રહ્યાં છે તેમાં ૧૪ છોકરાં માબાપવાળાં છે. ૫ છોકરાં મા વાળાં છે અને ૬ છોકરાં બાપ વાળાં છે. એટલે ફક્ત ૧૩ છોકરાં મા બાપ સિવાયના છે. તેમાં અનુક્રમ નંબર ૨૭માં બાલકિશન નારાયણ નામનું અનાથ બાળક લખેલું છે તે મહંતશ્રીની સાથે નાતરે આવેલાં જમનાબાઇના જમાઇ છે. પહેલા વર્ષમાં આશ્રમમાંથી ચાલ્યાં ગએલાં બાળકની સંખ્યા ૨૮ની છે તેમાં ૧૬ બાળક માબાપ વાળાં છે. ૨ બાળક મા વાળાં છે અને ૪ બાળક બાપ વાળાં છે એટલે ફક્ત ૬ બાળક મા બાપ સિવાયનાં છે. બીજા વર્ષમાં સાલ આખરે ૩૮ છોકરાં રહ્યાં છે તેમાં ૯ છોકરાં મા બાપ વાળાં છે. ૮ છોકરાં મા વાળાં છે. અને ૪ છોકરાં બાપ વાળાં છે. અને ૧૭ છોકરાં મા બાપ સિવાયનાં છે. આ બીજા વર્ષમાં ૨૪મા અનુક્રમ નંબરે બાળકૃષ્ણ નારાયણદાસ નામના અનાથ છે તે ઉપર પ્રમાણેના જમનાબાઇના જમાઈ છે. બીજા વર્ષમાં આશ્રમમાંથી ચાલ્યાં ગએલાં બાળકની સંખ્યા ૪૦ ની છે તેમાં ૧૮ છોકરાં મા બાપ વાળાં છે. ૧૨ છોકરાં મા વાળાં છે અને ૫ છોકરાં બાપ વાળાં છે અને ફક્ત ૫ છોકરાં મા બાપ સિવાયનાં છે. આ બીજા વર્ષમાં આશ્રમમાંથી ચાલ્યા ગએલાં બાળકોના અનુક્રમ નંબરમાં ૩૫મું નામ બાળકદાસ નારણદાસ છે તે નામ ઉપર જણાવ્યા પ્રમાણે જમનાબાઇના જમાઇનું છે. તેમને બાળકૃષ્ણ ઉર્ફે બાળકદાસ કહેવામાં આવતા.

ત્રીજા વર્ષના વાર્ષિક રિપોર્ટમાં આશ્રમમાં રહેલાં ૩૯ બાળક બતાવેલાં છે તેમાં ૧૧ બાળક માબાપવાળાં, ૧૦ બાળક માવાળા અને ૬ બાળક બાપવાળાં છે એટલે ફક્ત ૧૨ બાળક માબાપ સિવાયનાં છે. આ વર્ષમાં અનુક્રમ નંબર ૧૮ મે બાળકૃષ્ણ નારણદાસ નામનો અનાથ બાળક છે તે આગળ દર્શાવેલ જમનાબાઇનો જમાઇ છે. બીજા વર્ષમાં આશ્રમમાંથી ચાલ્યો ગએલો તેને આ ત્રીજા વર્ષમાં ફરીથી દાખલ કર્યો છે. ત્રીજા વર્ષમાં ચાલ્યાં ગએલાં છોકરાંની સંખ્યા ૩૮ ની છે તેમાં ૧૧ બાળક માબાપવાળાં છે ૫ બાળક માવાળાં છે અને ૯ બાળક બાપવાળાં છે એટલે ફક્ત ૧૩ બાળક માબાપ શિવાયનાં છે.

ત્રીજા વર્ષમાં ચાલ્યા ગએલા અનાથમાં નં. ૧૭નો અનાથ કનૈયાલાલ લાભશંકર બતાવ્યો છે તે સ્ટેશન માસ્તરનો દિકરો છે.

મહંત આંક ૩૬ના જવાબમાં જણાવે છે કે આશ્રમ શરૂ થયા પછી ૧૦-૧૨ છોકરાં આશ્રમનો લાભ લેઇ પોતપોતાને ઉદ્યોગે ચડ્યાં છે. આ વાત અમને વિચાર કરવા જેવી લાગવાથી અમે પ્રથમના ત્રણ રિપોર્ટ ઉપરથી આશ્રમમાંથી ચાલ્યાં ગએલાં છોકરાં શા કારણે

ગયાં તેની નોંધ તપાસી તેમાં અમને માલમ પડયું કે, ત્રણ વર્ષમાં કુલ ૧૦૬ બાળક આશ્રમમાં આવી આવીને ચાલ્યાં ગયાં છે. તેમાં ૨ બાળક મૈયત થવાથી, ૬ માંદાં થવાથી, ૨૨ બાળક ન ગમવાથી તથા તેમનાં વાલી વારસ તેડી જવાથી, ૬૯ બાળક નાસી જવાથી તથા રજા લઇને જઇ ફરીથી નહિ આવવાથી, ૬ બાળકોને મહંતે કાઢી મૂકયાં તેથી અને માત્ર ૧ બાળક ગુજરાતી અભ્યાસ કરી રહેવાથી, વડનગરમાં આગલો ઇંગ્રેજી અભ્યાસ કરવાની સવડ હતી છતા ચાલ્યો ગયો છે. પહેલા ત્રણ વર્ષમાં મહંતે રૂા. ૧૨,૦૦૦ જેટલાં સાર્વજનિક નાણાંથી અનાથાશ્રમ બાંધ્યો અને તેની પાછળ બીજું રૂા. ૩૧,૩૨૪નું સાર્વજનિક નાણાંનું ખર્ચ કર્યું. એટલે કે કુલ રૂા. ૪૩,૩૨૪નો ખર્ચ કર્યો ત્યારે માત્ર ૧ બાળક ગુજરાતી છઠ્ઠું ધોરણ પાસ કરીને એના ઘેર જવા પામ્યો છે અને બાકીના ૧૦૫માંથી ૨ મૈયત થયા તે સિવાયના ૧૦૩ બાળકોએ જૂદાં જૂદાં કારણોએ આશ્રમ છોડયો છે. મહંત કહે છે કે આજ સુધીમાં એટલે લગભગ ૭-૮ વર્ષમાં ૧૦-૧૨ બાળકો તૈયાર થયાં એ વાત સાચી માનીએ તોપણ આ ત્રણ વર્ષમાં રૂા. ૪૩,૩૨૪નો ખર્ચ થયો હતો અને બીજાં ૪ વર્ષમાં ૩૦,૦૦૦નો ખર્ચ થયો હશે એટલે કુલ ૭૩,૩૨૪ના ખર્ચમાં ૧૦-૧૨ બાળક ધંધો કરવા લાયક મહંતના અનાથાશ્રમમાં બન્યા એ વાત અચંબો પેદા કરનારી જ ગણાય.

વાર્ષિક રિપોર્ટમાં દરેક અઠવાડિયામાં કયા દિવસે અને કયા ટંકે બાળકોને શું ખાવા મળશે તેનું એક લીસ્ટ મૂકયું છે તેમાં એક અઠવાડિયામાં ૫ ટંક દૂધ અપાય છે એમ જણાવ્યું છે ત્યારે મહંત તેની અમદાવાદની જુબાની આંક ૧ના પેરેગ્રાફ ૨૪માં કહે છે કે હું છોકરાઓને દૂધ રોજ આપું અથવા ચાર આઠ દહાડે પણ આપું. વળી વાર્ષિક રિપોર્ટના આ લીસ્ટમાં બાળકોને કોઇ ટંકે ચાહ પાવાનું અથવા શિયાળામાં પાક કરીને ખવરાવવાનું લખ્યું નથી ત્યારે એક સાલમાં "રૂા. ૫૮૩-૮-૩ પરચુરણ મસાલો, તથા ચાહ તથા શીયાળાનો પાક કરાવ્યો તેના" એમ રકમ ઉધારી છે. આશ્રમમાં નોકરોનો ખર્ચ પાડયો છે તે કરતાં વધુ નોકર હોય એવો ડોળ મહંત બતાવે છે, વિગેરે વાતનો વિચાર કરતાં એમ જણાય છે કે વાર્ષિક રિપોર્ટમાંનું લખાણ જગતને આકર્ષવા માટે જેમ ઠીક લાગ્યું તેમ લખવામાં આવ્યું છે.

સયાજી વિજયમાં નોટીસ છપાવી છે તેમાં અનાથાશ્રમને બાળકાશ્રમ લખ્યો છે. વાર્ષિક રિપોર્ટોમાં 'શ્રી મહંત ગોવર્ધનદાસજી અનાથાશ્રમ" લખ્યું છે. આશ્રમના નિયમોમાં આ નામ નહિ બદલાય એમ સુચવ્યું છે. વળી કેટલેક પ્રસંગે તેને ફરી અનાથાશ્રમ લખ્યો છે અને સમય જતાં તેને ભારતોદ્ધાર અનાથાશ્રમ નામ આપી પહોંચ બુકો છપાવી છે તથા તે પહોંચ બુકની પાછળ લોકો વિશેષ અને વિશેષ આકર્ષાય તેવા પ્રકારનું લાલ શાહીથી છપાવ્યું છે. વળી આશ્રમના નિયમમાં જણાવ્યું છે કે આશ્રમનું ધ્યેય નહિ બદલાય છતાં બીજા વર્ષના રિપોર્ટમાં રૂા ૧૧-૧૪-૦ સોનારણ બાઇ ગલબી તે સોની ગોપાળ મગનની વિધવા ઓરતની સુવાવડ તથા તે મરી ગઇ તેના ખર્ચના બતાવેલા છે. તપાસ કરતાં અમને માલમ પડયું છે કે આ સોનારણની મહંતે સુવાવડ કરી તે પહેલાં તે ઘણાં વર્ષોથી વિધવા થએલી હતી. આ સોનારણના સુવાવડ ખર્ચના રૂ. ૧૧-૧૪-૦ સોનારણના દિકરા સોની લખમણ ગોપાળે તેજ સાલમાં મહંતને પાછા આપ્યા છે અને તે રકમ મહંતે જમા પણ કરી છે એટલે આશ્રમનાં

નાણાં આવા ખર્ચમાં મહંતે વાપર્યા છે એમ અમારૂં કહેવું નથી. પરંતુ આશ્રમનું ધ્યેય અનાથ બાળકોને રાખી વિદ્યાભ્યાસ કરાવવાનું છે. કોઇની સુવાવડ કરવાનું નથી. એટલે આ કામ મહંતે આશ્રમના ધ્યેયથી આગળ વધીને કર્યું છે એમ કહી શકાય.

*　　　*　　　*

સૌરાષ્ટ્ર સામે મહંતે કરેલી ફરીઆદમાં રજૂ થએલા કાગળો તથા મહંતની જુબાની પરથી એવી હકીકત નિકળે છે કે મહંત એક વર્ષમાં બે મહિના આશ્રમના છોકરાં સાથે ભીખ માગવા નીકળે છે. છોકરાં પાસે ગાયનો ગવડાવે છે. નાટક કંપનીમાં પણ કામ પ્રસંગે આશ્રમના છોકરાંને લઇ જાય છે. મહંતના આ વર્તનથી આશ્રમના છોકરાં પર ખરાબ છાપ પડે એ નિઃશંષય વાત છે. આશ્રમ પર કમીટી નથી તેમજ તેનો હિસાબ ઓડીટ કરાવવામાં આવતો નથી. વળી કોર્ટમાં બદનક્ષીની ફરીઆદ કરવા આવે છે છતાં ચોપડા વિગેરે બતાવવા ના પાડે છે. મહંતનું એ વર્તન એના વહિવટમાં મોટો ગોટાળો હોય એવી મજબૂત શંકા ઉત્પન્ન કરનારૂં છે.

*　　　*　　　*

મહંત આંક ૨૨-૨કના કાગળો રજૂ કરી કહે છે કે આશ્રમ એ સાર્વજનિક સંસ્થા નથી. મહંત શું અરજ કરીને એ જવાબ મેળવે છે તે વાત જાહેર કરતા નથી. જેટલું જાણવા મળે છે તેટલા ઉપરથી એમ લાગે છે કે મહંત એમ બતાવવા માગે છે કે આ અનાથાશ્રમ વડોદરા રાજ્યની સાર્વજનિક સંસ્થાના પત્રકે લખાયેલો નથી. અમે પણ કહીએ છીએ કે એ આશ્રમ સાર્વજનિક સંસ્થાઓના પત્રકે ચઢેલ નહિ હોય કારણ કે આંક ૨૫થી રજૂ થયો છે તે નિબંધ જે સંસ્થાને લાગુ પડતો હોય તેવી જ સંસ્થા સરકારના સાર્વજનિક પત્રકે ચઢે. આ આશ્રમને દરકારથી મદદ મળતી નથી તેમ જ આ આશ્રમ દિવાની કોર્ટના હુકમનામાથી સરકાર સખરેખમાં લેવાયો નથી એટલે તે સાર્વજનિક સંસ્થાના પત્રકે ચઢેલો ન હોય તે દેખીતુ છે. વડનગરમાં સાર્વજનિક મદદ પર નભતી એક વડનગરા પાટીદાર બોર્ડીંગ કોમી સંસ્થા છે છતાં તે સાર્વજનિક મદદ પર નભે છે માટે તેના કાર્યવાહકો તેના પર વ્યવસ્થાપક કમીટી રાખે છે તથા હિસાબ ઓડીટ કરાવે છે. દરેક સાર્વજનિક સંસ્થાના વ્યવસ્થાપકો લોક વિશ્વાસ ન ગુમાવવા માટે આવા પ્રકારની વ્યવસ્થા રાખે છે. મહંતને તેવી વ્યવસ્થા કરવા કેટલીક વખત સુચનાઓ થઇ છે છતાં મહંત તે પ્રમાણે કરતા નથી. અને જેમ દિવસો જાય છે તેમ આશ્રમને બાપુકો કરી લેવા મહેનત તથા ભવિષ્યમાં ઉપયોગી થાય એવા ખોટા પુરાવા ઉભા કર્યે જાય છે. વાર્ષિક રિપોર્ટ બતાવે છે કે પોતાનાં મકાનો પાડી ત્યાં આશ્રમ બાંધવાનું શરૂ કર્યું અને અમદાવાદની કોર્ટમાં મહંત જાહેર કરે છે કે મારા બાપુકુ મારે એક ઘર હતું તે તો મેં વેંચી માર્યું હતું. મહંત આશ્રમ બાંધવા મંજૂરી માંગી તે સંબંધીનો કાગળ રજૂ કરે છે તેમાં લખેલું છે કે તળાવની પાળ ઉપર વેચાણ લીધેલી જમીન ઉપર મકાન કરવા પરવાનગી જોઇએ છે. આ બધાનું તાત્પર્ય એ છે કે, રિપોર્ટ વાંચનાર મહંતના ત્યાગ ઉપર આફ્રીન થાય એટલા માટે પોતાનાં મકાન પાડીને આશ્રમ બંધાવ્યાનું જણાવ્યું છે. પરંતુ ખરી સ્થિતિ એ છે કે આશ્રમ તળેની જમીન આશ્રમ બાંધ્યો તે અરસામાં આશ્રમ બાંધવા માટે વેચાણ લઇને ત્યાં આશ્રમ બાંધેલા છે. વડોદરાના અમાત્ય નામદાર સેડન સાહેબે આ આશ્રમનું મકાન સાર્વજનિક માટે વાપરવા મહંતને વહિવટ કરવા સોંપેલું છે. તે આંક ૧

એક સાથેના એકઝીબીટ એમાં સ્પષ્ટ છે તથા આશ્રમ સાર્વજનિક છે એવો ખૂલ્લે ખૂલ્લો ભાવ ત્રણે સાલના વાર્ષિક રિપોર્ટ ઉપરથી તથા તેમાં છાપેલાં સર્ટીફીકેટો ઉપરથી જણાય છે. આ આશ્રમ સાર્વજનિક માટે બાંધવા છે એમ કહી તેમાં વાપરવાનાં નાણાં મહંતે મેળવ્યાં છે ત્યાર પછી પણ સાર્વજનિકમાં વાપરવા મેળવેલાં નાણાં એમાં ખર્ચવામાં આવ્યાં છે. દૈનીક પ્રભાત પત્રને ખુલાસો કરતાં મહંત કહે છે કે કોઇ વહિવટ કરવા માગે તો આશ્રમ આપી દઉં અને હવે એ મકાન પચાવી પાડવાની મહંતની બદ દાનત થઇ છે.

મહંત પોતાની જુબાનીના પેરેગ્રાફ ૧૮માં કહે છે કે સંવત ૧૯૬૦થી હું ઉપદેશકનું કામ કરતો પણ બીજા પ્રસંગે બોલેલ છે કે સંવત ૧૯૬૨માં મહંતની સનંદ મળી ત્યારથી ઉપદેશકનું કામ કરવા માંડ્યું. આમ કરીને જંબુસર છોડયું ત્યારે એટલે ૧૯૬૪–૬૫માં રૂ. ૧૦૦૦—૧૫૦૦ બચાવ્યા હતા એમ કહે છે. અને સંવત ૧૯૬૫માં આશ્રમ બાંધવાની શરૂઆત કરી એમ જણાવે છે એટલે એણે ગાદીની આવકમાંથી હજમ કરેલી રકમમાંથી આ આશ્રમ બંધાવા પામ્યો હોય એમ બનવું અસંભવિત છે. કારણ કે આશ્રમમાં રૂ. ૧૨,૦૦૦) જેટલું ખર્ચ થએલું છે. સનંદ જંબુસર પ્રગણાના મહંત તરીકે મળ્યાનું જુબાનીમાં કહે છે વળી તેને સેવક અમદાવાદ, વડનગર, વોદરા વિગેરે સ્થળે હોવાનું જણાવે છે. સંવત ૧૯૬૨માં સનંદ મળી ત્યારે તે ગણપતદાસજીનો ચેલો હતો એમ પોતે જણાવે છે. અત્યારે ત્યાં તેમનું કંઇ નથી એમ માલમ પડે છે. એટલે મહંતને ચેલા કે સેવકો છે કે કેમ? તે શંકાનો સવાલ છે. સનંદ જોતાં મહંતના ચેલા અમદાવાદમાં હોય એ વાત અસંભવિત જણાય છે. પરંતુ અમદાવાદના એક દુધા ગલા નામના ભંગીએ વડનગરના એક પાટીદાર પર ફરીઆદ કરી હતી તેમાં ભંગીએ મહંતશ્રીનું નામ સાક્ષી તરીક આપી જણાવ્યું હતું કે મહંત ગોરધનદાસજી અમારા ગુરૂ છે અને અમે તેમના શીષ્યો છીએ. વળી મહંત અને ભંગી વિગેરેના ગ્રુપનો ફોટો આ પુસ્તકમાં છે તે આંક ૩૮થી અમદાવાદની કોરટમાં દાખલ થયેલ છે. તે જોતાં એમ જણાય છે કે મહંતના સેવક અમદાવાદમાં હોવા જોઇએ. મહંત આંક ૨૮નું હેન્ડબીલ છાપીને કડી પ્રાંતની પ્રજાની અંત્યજનો સ્પર્શ ન કરવાની બાબતમાં તરફેણ કરે છે. પણ તેઓ અંત્યજ સ્પર્શમાં માને છે એમ જુબાનીમાં જાહેર કરે છે તે વાત સાચી છે એમ આ ફોટાથી સિદ્ધ થાય છે.

મહંત કહે છે કે હું વડનગરમાં ટર્કી ટોપી પહેરીને નથી નીકળતો. કોર્ટમાં ગઇ મુદતે કોટ પાટલુન પહેરીને આવેલો. અમે મહંતને કાળો કોટ અને પાટલુન પહેરેલા જોયા છે. કેટલીક વખત સફેદ કોટ અને વિલાયતી ધોતીયું પહેરેલ જોયા છે. સીગરેટ ફુંકતાં જોયા છે અને આ ગટગટાવતાં પણ નિરખ્યાં છે. આ પુસ્તકમાં અમે પ્રસિદ્ધ કરીએ છીએ તેમાંનો એક ફોટો મહંતે ડાઢી મુછ કઢાવી નાંખેલી એ સ્થિતિમાં પડાવેલો છે. મહંતશ્રી કોર્ટમાં આવતા ત્યારે તેમને લાંબી દાઢી હતી. ભંગી સાથેનો ફોટો છે તેમાં ટુંકી દાઢી છે. કેટલાક ફોટામાં ખાદીનો ડ્રેસ છે કેટલાકમાં ઝબ્બો પહેરેલો છે અને કેટલાકમાં કોટ છે. એટલે મહંત જ્યારે જેવો ડ્રેસ પહેરવાની જરૂર લાગે ત્યારે તેવો ડ્રેસ પહેરી લ્યે છે અને સમયને અનુકૂળ બોલે છે. વિગેરે વાતનો વિચાર કરતાં તેમના વચનમાં અગર તેમની રહેણી કરણીમાં વિશ્વાસ રાખવા જેવું જણાતું નથી. એમ જણાય છે આગળ કબીર સાહેબની વાણી અમે બતાવી ચૂકયા છીએ તે સાથે આ કેસના કાગળો સરખાવવાથી આપોઆપ નીકળી આવે છે કે મહંતે

ફ્કીર સાહેબનાં વચનોને પણ ધક્કે ચઢાવ્યાં છે. મહંત આશ્રમમાંથી રૂા. ૫૦ જમનાબાઇને પગાર આપે છે તેમાં જુવારૂ ગણાવે છે. નાટક કંપનીનાં કપડાંની સીલાઇ માટે વડનગરના દરજી નરોતમ કુબેરે વિશનગર કોર્ટમાં મહંત ઉપર દાવો થાય છે ત્યારે જુવારૂ, ગણાવે છે અને પછી એજ પૈસા કોર્ટમાં કરાર દાદ કરી કાંધાં માગી પોતે ચૂકવે છે. વળી દિકરાએ અને વહુએ કાઢેલી નાટક કંપનાના પોતે ઓનરરી મેનેજર થાય છે. જમનાબાઇ અને છોકરાંને ફરવા લઇ જાય છે ત્યારે મફત ગાડી હાંકનાર ઓનરરી ખાસદાર બને છે. જમનાબાઇના માટે ઘોડાગાડી પોતે ખરીદ્યાની કોર્ટમાં પાવતી રજૂ કરે છે પછી એ ઘોડાગાડી જમનાબાઇની કઇ રીતે થઇ તે કહેતા નથી. ઘોડાગાડીના તથા નાટક કંપનીના પોતે ધણીઘોરી હોય તેવું જુબાનીમાં જણાવે છે અને વળી પાછા કહે છે કે એમને ને મારે તો જુવારૂ છે. વળી પાછા સાચી વાત તો કાઢી જ નાંખે છે કે અમે બધાં સંયુક્ત કુટુંબ તરીકે રહીએ છીએ વળી જમનાબાઇને પોતાથી ૪–૫ છોકરાં થયાનું કબૂલ કરે છે એટલે એકંદર વાતનો વિચાર કરતાં મહંતને અને તેમનાં નાતરાનાં વહુ જમનાબાઇને જુવારૂ હોવાની વાત સાચી લાગતી નથી.

મહંતે દૈનિક પ્રભાતને ખુલાસો કર્યો છે કે "અમારૂં કામ નિરવાર્થ બુદ્ધિથી કરીએ છીએ છતાં લોકને આ બાબતમાં પોતાને વહીવટ કરવો હોય તો હું તેને સોંપવા તૈયાર છું." (જુઓ આંક ૧૯) વળી વાર્ષિક રિપોર્ટોનું લખાણુ તથા બીજા સંખ્યાબંધ કાગળો પણ આશ્રમ અને આશ્રમનું મકાન સાર્વજનિક છે એમ કહી આપે છે એટલે આશ્રમ અને આશ્રમનું મકાન સાર્વજનિક નાણાંથી તૈયાર કરેલું અને નભતું હોવા છતાં તેને પોતાની માલકીનું મહંત કહે છે તે વ્યાજબી કરતા નથી. આંક ૩૪નો કાગળ જોવાથી જણાય છે કે સરકાર દેખરેખ નીચે ચાલતી વડનગર વિશિષ્ટ પંચાયતમાંથી મહંત નાલાયક ઠરીને કમી થએલા છે એટલે સરકારની દેખરેખ હોવા છતાં તેમણે કમી થવા જેવું વર્તન રાખ્યું તો આ સાર્વજનીક સંસ્થામાં કોઇની પણ દેખરેખ નથી તેનો કારોબાર તેઓ કેવી રીતે ચલવતા હશે ? એવી સાધારણ રીતે દરેક માણસને શંકાનીય એ દેખીતું છે. આટલા માટે અમે પણ સુચના કરીએ છીએ કે સૌરાષ્ટ્ર પત્રે પોતાના તા. ૨૭–૭–૧૯૨૯ના વડોદરાના પત્રમાં પ્રસિદ્ધ કરીને સુચવ્યા મુજબની કમીટી નીમી મહંતે વહિવટ બતાવવો જોઇએ અને સાર્વજનિકનો ઓસરી જતો વિશ્વાસ પાછો મેળવવો જોઇએ. પરંતુ જો આમ કરવાને મહંત તૈયાર ન હોય તો સંસ્થા અને સંસ્થાનું મકાન શ્રી. સરકારે પોતાના વહિવટમાં સંભાળી લેવું જોઇએ અગર તેની સુવ્યવસ્થા રાખે તેવી સંસ્થાને તે સોંપવું જોઇએ.

## સર્ટીફીકેટો

આ કેસના કાગળોના વાંચનથી અમારો એવો અભિપ્રાય બંધાયો છે કે મહંતને મળેલાં સર્ટીફીકેટોથી જનતા કોર્ટો અને વર્તમાન પત્રોના એડીટરો ઠગાયા છે, અને તેમને ફરેબ દેવામાં મહંતે સર્ટીફીકેટોનો ઉપયોગ કર્યો છે તેથી અમે સર્ટીફીકેટો લખી આપનારાઓને વિનવીએ છીએ કે જેણે તેણે "સૌરાષ્ટ્ર" અગર તો બીજા કોઇ વધુ ફેલાવો પામેલા વર્તમાન પત્રમાં જાહેરાત કરી પોતે પોતાનું સર્ટીફીકેટ રદ કરે છે એમ જણાવી દેવું જોઇએ.

તેમાં પણ સરકારી નોકરોનાં સર્ટીફીકેટ ન્યાયને આડા રસ્તે દોરે તથા પ્રજા વર્ગને ગભરાટમાં મૂકે એમ અમે માનીએ છીએ. સરકારી નોકરો સંબંધી નિયમની કલમ ૨૮૪ વિરૂદ્ધ થઇને આવી સંસ્થા સાથે ખાનગી સંબંધ ન રાખી શકાય એ વાત સરકારી નોકરો

ગ્યા લાગે છે. છતાં પણ નિયમનો ભંગ થયો જણાતો હોય તો શ્રી. સરકાર અને ારી અમલદારો એ ભૂલ નીચે પ્રમાણે કરીને સુધારી શકે છે.

૧ જાહેરાત કરીને સર્ટીફીકેટો રદ કરી શકે છે તથા તેનો નાશ કરાવી શકે છે

૨ સર્ટીફીકેટ આપનારાઓને તાકીદ કરી શકે છે તેમ જ ફરી એવાં સર્ટીફીકેટ કોઇ પણ સરકારી દેખરેખ સિવાયની સાર્વજનિક સંસ્થાને આપવાં નહિ એવો હુકમ કરી શકે છે.

અમે માનીએ છીએ કે વડોદરા રાજ્ય સરકારી નોકરોના સર્ટીફીકેટો માટે અમારી બતાવેલી આ યોજના પસંદ કરશે.

## ગૌશાળા

આ કાગળોમાં આંક ૩૩ અને આંક ૬૧ જોવાથી જણાય છે કે મહંતે એક ગૌશાળા ખોલી હતી અને તેમાં આંક ૩૩ સાચો હોય તો ૨૫ ગાયો અને આંક ૬૧ સાચો હોય તો ૩૫ થી ૪૦ ગાયો એકઠી કરવામાં આવી હતી. મહંત જુબાનીમાં કહે છે કે એમાંની કેટલીક ગાયો મરી ગઇ અને કેટલીકને લઇ રબારી જતો રહ્યો તે ફરી પાછો આવ્યો નથી. રબારી સામે મહંતે કંઇ પગલાં લીધા નથી.

## મહંતના શિરે આરોપ

૧ સીલીક રહેલી ગાયો સાર્વજનિક મિલકત હતી અને તે મહંતના કબજામાં હતી, મહંતના કબજામાંથી ગાયો લઇ જઇ પાછો ન આવનાર રબારી ફો. ની-૫ પ્રમાણે ગુન્હેગાર છે. મહંતે તેના સામે ફરીઆદ કરવી જોઇતી હતી પણ તે કરી નથી એટલે મહંતની શુભનિષ્ટા માટે શંકા આવે છે તો વડોદરા સરકારને અમારી વિનતિ છે કે ગાય જેવાં પવિત્ર પ્રાણીઓને મહંતના કબજામાંથી ઉડાવી જઇ રબારીએ શું કર્યું તે શોધી ગુન્હેગારોને શિક્ષાએ પહોંચાડવા જોઇએ.

૨ મહંતે નીશાની ૩૩માં ડબામાં આવતી ગાયોને કસાઇયો કાતીલ છરીથી કાપી નાંખે છે એવું લખાણ લખી, ડબા સંબંધી નીયમની કલમ ૩૫ ન વાંચી હોય તેવાને સામાન્ય રીતે વડોદરા રાજ્ય પ્રત્યે તિરસ્કારની લાગણી ઉત્પન્ન થાય એવી વિગત પ્રસિદ્ધ કરી છે.

૩ મહંતે સાર્વજનિક નાણાંથી બાંધેલું સાર્વજનિક માલકીનું મકાન પોતાની માલકીનું ઠરાવવા ખોટા પુરાવા ભવિષ્યમાં ઇન્સાફના કામમાં વપરાય એ હેતુસર ઉભા કર્યા છે. શું શું પૂરાવા ઉભા કર્યા છે તે જણાવવું જોઇએ.

૪ મહંત આશ્રમની મિલકતને ખાનગી માલકીની મિલકત હવે કહે છે. પરંતુ તે સાર્વજનિક છે એમ કહી પોતે પરમાર્થ માટે સઘળું કાર્ય કરે છે. એવો ડોળ બતાવી નાણાં એકઠાં કર્યાં છે એટલે તેમણે જાહેર જનતાને ફરેબ દઇ ઠગાઇ કરી છે.

૫ નાટક કંપનીના મેનેજર થવું. નાટક કંપ.માં કામ કરવા આશ્રમનાં છોકરાં લઇ જવાં, ઘણાં વર્ષો પૂર્વે વિધવા થયેલી સોનારણની સુવાવડ કરવી, પોતાની સ્ત્રીને

સેક્રેટરી બનાવવી, આશ્રમના છોકરાંઓને લઇ નાણાં ઉઘરાવવા ભટકવું, આશ્ર વ્યવસ્થા કમીટી ન રાખવી તથા હિસાબ ઓડીટ ન કરાવવો છતાં હિસાબના ચોપડા વિગેરે ન બતાવવા, ગાડી ઘોડા પોતે ખરીદવો, છતાં તેની માલકીનો કહેવાના તેના અંગે બીજી વ્યવસ્થા પોતે કરવી, ગૌશાળા ખેલવી અને ગાયો ગુમ થવા વિગેરે વાતો આશ્રમને જેમ બને તેમ વહેલો સરકાર વહિવટમાં લેવરાવવા જેવી છે. વળી તેમાંથી એવી શંકા જન્મ પામે છે કે મહંતે અપરાધ વિશ્વાસઘાત અને મિલકતનો સાપરાધ ખોટો ઉપયોગ કર્યો હશે એટલે આશ્રમનો વહિવટ જેમ બને તેમ જલદી સરકાર વહિવટમાં લેવાની અને તપાસવાની જરૂર છે.

૬ મહંત અમદાવાદ કોર્ટની જુબાનીમાં પેરેગ્રાફ ૨૮માં સરકારી જમીન બિનપરવાનગીથી વાપરતા હોવાનું કહે છે. સરકારી અમલદારો સરકારી જમીન મહંત બિનપરવાનગીથી વાપરે છે એ આંખઆડા કાન કરીને ન ભાળ્યે જતા હોય અને શ્રી. અમૃતલાલ શેઠ તા. ૮–૩ ૩૦ના સૌરાષ્ટ્રમાં આ પુસ્તિકામાં જણાવ્યા મુજબ પ્રસિદ્ધ કરે છે એ પ્રમાણે વડનગરના લોકો મહંતથી કંપતા હોય તો એ સ્થિતિ શ્રી. મકબુલ હુસેન જેવા અમલદારનો ગમે તે અભિપ્રાય હોય છતાં નભાવી લેવા જેવી નથી કારણ કે મહંતના શિરે ઉપર પ્રમાણેના ૧થી ૬ આરોપ અને આધારવાળી શંકાઓ આ પુસ્તકમાં પ્રસિદ્ધિ પામેલા કાગળોથી નીકળે છે

---